રવિવાર ઊજવતું હતું અને નિસ્તેજ કાલવીનપંથી રવિવારની સામે લડયું હતું. નવા મૂડીવાદીકૃત ચર્ચે કાલવીનપંથી રવિવાર દાખલ કર્યો અને તે આજ સુધી ઇંગ્લૅંડને શોભાયમાન કરતો રહ્યો છે.

ફ્રાંસમાં કાલવીનપંથી લઘુસંખ્યાને ૧૬૮૫માં દબાવી દેવામાં આવી હતી અને કાં તો કૅથોલિક બનાવી દેવામાં આવી હતી અથવા દેશમાંથી હાંકી કાઢવામાં આવી હતી.[36] પરંતુ એથી શું ફાયદો થયો? એ વખતે મુક્ત ચિંતક પિયેર બેઈલની પ્રવૃત્તિ પરાકાષ્ઠાએ પહોંચી ગઈ હતી અને ૧૬૯૪માં વોલ્તેરનો જન્મ થઈ ગયો હતો. લુઈ ચૌદમાનાં બળજબરીનાં પગલાંથી તો ફ્રેંચ મૂડીદાર વર્ગ માટે પોતાની ક્રાંતિ બિનધાર્મિક અને વિશિષ્ટ રાજકીય રૂપમાં, વિકસિત મૂડીદાર વર્ગને માફક એકમાત્ર રૂપમાં, પાર પાડવાનું કેવળ વધારે સરળ જ બન્યું હતું. રાષ્ટ્રીય પરિષદોમાં પ્રોટેસ્ટંટોને બદલે મુક્ત ચિંતકોએ સ્થાન લીધાં. એ રીતે ખ્રિસ્તી ધર્મ તેની અંતિમ કક્ષામાં દાખલ થયો. તે ભવિષ્યમાં કોઈ પણ પ્રગતિશીલ વર્ગની સેવા એ વર્ગની આકાંક્ષાઓના વૈચારિક પડદા તરીકે બજાવવા અશક્ત હતો. તે વધારે ને વધારે પ્રમાણમાં શાસક વર્ગોની વિશિષ્ટ સંપદા બનતો ગયો અને એ વર્ગો તેનો ઉપયોગ ખાલી શાસનના સાધન તરીકે, નીચલા વર્ગોને મર્યાદાઓમાં જકડી રાખવા માટે, કરે છે. વધુમાં, વિવિધ વર્ગોમાંથી દરેક પોતાને સમર્પક ધર્મનો ઉપયોગ કરે છે: જમીનદારી ઉમરાવ વર્ગ—કૅથોલિક જેસુઇટપંથ અથવા પ્રોટેસ્ટંટ રૂઢિચુસ્ત પંથનો; ઉદારમતવાદી અને આમૂલ પરિવર્તનવાદી મૂડીદાર વર્ગ—બુદ્ધિવાદનો; અને એથી કશો ફરક નથી પડતો કે એ સજ્જનો પોતે પોતપોતાના સંબંધિત ધર્મોમાં માનતા હોય કે ન માનતા હોય.

એમ આપણે જોઈએ છીએ કે—જેવી રીતે બધાં વૈચારિક ક્ષેત્રોમાં પરંપરા મોટું રૂઢિચુસ્ત પરિબળ બની રહેતી હોય છે એવી જ રીતે ધર્મ એક વાર રચાઈ જાય એટલે તેમાં જૂના જમાનાની પરંપરાગત સામગ્રી હંમેશાં સમાયેલી હોય છે. પરંતુ એ સામગ્રીમાં જે રૂપાંતરો થાય તે વર્ગ-સંબંધોમાંથી, એટલે કે એ રૂપાંતરોને અમલી બનાવનારા લોકોના આર્થિક સંબંધોમાંથી, ઉદ્‌ભવ પામતા હોય છે. અને અહીંયાં એટલું પૂરતું છે.

ઉપરની છણાવટમાં તો કેવળ ઇતિહાસની માર્ક્સવાદી વિભાવનાની સામાન્ય રૂપરેખા આપવાનો જ, બહુ બહુ તો થોડાંક ઉદાહરણો પણ આપવાનો જ, સવાલ હોઈ શકે. સાબિતી ખુદ ઇતિહાસમાંથી તારવવી જોઈએ, અને એ સંબંધમાં મને એટલું કહેવાની છૂટ આપવામાં આવે કે સાબિતી બીજાં લખાણોમાં પૂરતા પ્રમાણમાં રજૂ થઈ છે. જેવી રીતે પ્રકૃતિની દ્વંદ્વાત્મક વિભાવના સમગ્ર

પ્રાકૃતિક તત્ત્વજ્ઞાનને બિનજરૂરી તેમ જ અશક્ય બનાવી દે છે, એવી જ રીતે આ વિભાવના ઇતિહાસના ક્ષેત્રમાં તત્ત્વજ્ઞાનનો અંત આણી દે છે. આંતરસંબંધોને આપણાં ભેજાંમાંથી ઉપજાવી કાઢવાનો સવાલ હવે ક્યાંય રહ્યો નથી, સવાલ તો તેમને હકીકતોમાંથી શોધી કાઢવાનો છે. પ્રકૃતિ અને ઇતિહાસમાંથી હાંકી કાઢવામાં આવેલા તત્ત્વજ્ઞાન માટે માત્ર વિશુદ્ધ ચિંતનનું ક્ષેત્ર જ બાકી રહ્યું છે, જેટલા પ્રમાણમાં રહ્યું છે એટલા પ્રમાણમાં: ખુદ ચિંતન-પ્રક્રિયાના નિયમોનો સિદ્ધાંત, તર્કશાસ્ત્ર અને દ્વંદ્વવાદ.

* * *

૧૮૪૮ની ક્રાંતિ થતાં "શિક્ષિત" જર્મનીએ સિદ્ધાંતને અલવિદા કરીને અમલનું ક્ષેત્ર અપનાવી લીધું. શારીરિક મહેનત ઉપર આધારિત નાના પાયાના અને વ્યાપારમૂલક ઉત્પાદનનું સ્થાન ખરેખરા મોટા પાયાના ઉદ્યોગે લઈ લીધું. જર્મની ફરી વાર વિશ્વ બજારના મેદાનમાં આવી ગયું. નવા નાના જર્મન સામ્રાજ્યે[37] ઓછામાં ઓછું એટલું તો કર્યું કે એ વિકાસને નાનાં રાજ્યોની, સામંતશાહીના અવશેષોની, પદ્ધતિથી તેમ જ નોકરશાહી વહીવટથી અવરોધતા રહેલા અત્યંત ઘોર દુરુપયોગને નાબૂદ કરી નાખ્યો. પરંતુ જેટલા પ્રમાણમાં સટ્ટાખોરીએ શૅરબજારમાં પોતાનું મંદિર સ્થાપવા માટે તત્ત્વજ્ઞાનીના અભ્યાસને તિલાંજલિ આપી દીધી એટલા પ્રમાણમાં શિક્ષિત જર્મનીની સિદ્ધાંત સંબંધી પ્રબળ અભિરુચિ, જર્મનીની અત્યંત ઊંડી રાજકીય હીણપતના દિવસોમાં તેનું ગૌરવ અંકિત કરતી રહેલી અભિરુચિ, વિશુદ્ધ વૈજ્ઞાનિક પરીક્ષણમાંથી નીકળતું પરિણામ અમલમાં લાગુ થઈ શકે એમ છે કે નહિ અથવા પોલીસ અધિકારીઓને નારાજ કરે એમ છે કે નહિ તેની ફિકર વગર એવા પરીક્ષણની અભિરુચિ, ઓસરી ગઈ. એટલું ખરું કે સત્તાવાર જર્મન પ્રકૃતિ વિજ્ઞાને પોતાનું સ્થાન, ખાસ કરીને વિશેષીકૃત સંશોધનના ક્ષેત્રમાં, જાળવી રાખ્યું પરંતુ અમેરિકી સામયિક *«Science»*માં પણ સમુચિત રીતે જ જણાવવામાં આવ્યું છે કે વિશિષ્ટ તથ્યોના સર્વાંગી સહસંબંધના, અને તેમના સામાન્યીકરણ મારફત નિયમોની તારવણીના, ક્ષેત્રમાં નિર્ણાયક પ્રગતિ અગાઉ જર્મનીમાં સાધવામાં આવતી હતી તેને બદલે હવે ઇંગ્લૅંડમાં ઘણી વધારે સાધવામાં આવે છે. અને તત્ત્વજ્ઞાન સમેત ઐતિહાસિક વિજ્ઞાનોના ક્ષેત્રમાં ક્લાસિકલ તત્ત્વજ્ઞાનની સાથોસાથ સૈદ્ધાંતિક સંશોધન સંબંધી પુરાણું નિર્ભીક જોમ તદ્દન અદૃશ્ય થઈ ગયું છે. તેનું સ્થાન પોકળ સર્વસારસંગ્રહવાદે અને કારકિર્દી તથા આવકની એકદમ

ભ્રષ્ટ પદલોલુપતામાં સરી પડતી સખત તાલાવેલીએ લઈ લીધું છે. એ વિજ્ઞાનોના સત્તાવાર પ્રતિનિધિઓ મૂડીદાર વર્ગના તથા હયાત રાજ્યના ઉઘાડા વિચારકો બની ગયા છે—પરંતુ એવા સમયે કે જ્યારે મૂડીદાર વર્ગ અને હયાત રાજ્ય કામદાર વર્ગની ખુલ્લંખુલ્લી દુશ્મનાવટ કરે છે.

સિદ્ધાંત સંબંધી જર્મન અભિરુચિને માત્ર કામદાર વર્ગમાં જ બિલકુલ આંચ નથી આવી. ત્યાં તેને નાબૂદ કરી નાખવાનું શક્ય નથી. ત્યાં કારકિર્દીઓની, નફા પેદા કરવાની, અથવા ઉપરથી મહેરબાનીભરી ઓથની કશી ફિકર નથી. એથી ઊલટું, વિજ્ઞાન જેમ જેમ વધારે કઠોર અને નિષ્કામ રીતે આગળ ધપતું જાય તેમ તેમ કામદારોનાં હિતો અને આકાંક્ષાઓ જોડે વધારે સુસંગત બનતું રહે છે. સમાજના સમગ્ર ઇતિહાસની સમજણની ચાવી શ્રમના વિકાસના ઇતિહાસમાં રહેલી હોવાની હકીકતને માન્ય કરતી નવી વૃત્તિએ કામદાર વર્ગને પસંદગી આપીને કામ હાથમાં લીધું, અને તેમાં તેને એવો પ્રતિભાવ સાંપડયો કે જેને તેણે સત્તાવાર રીતે માન્ય વિજ્ઞાનમાંથી પામવાની કોશિશ પણ નહોતી કરી અને અપેક્ષા પણ નહોતી રાખી. જર્મન કામદાર વર્ગીય આંદોલન જર્મન ક્લાસિકલ તત્ત્વજ્ઞાનનું વારસદાર છે.

એંગેલ્સ દ્વારા ૧૮૮૬ના
આરંભમાં લિખિત

૧૮૮૬માં સામયિક «*Die Neue Zeit*»ના
ચોથા અને પાંચમા અંકોમાં
તેમ જ ૧૮૮૮માં સ્ટુટગાર્ટમાં
અલગ પુસ્તિકા તરીકે પ્રકાશિત

## ફ્રેડરિક એંગેલ્સ

### ફ્રાંસ અને જર્મનીમાં કિસાનોનો સવાલ [38]

મૂડીવાદી અને પ્રત્યાઘાતી પાર્ટીઓને ભારે અચરજ થાય છે કે દરેક ઠેકાણે સમાજવાદીઓમાં કિસાનોના સવાલને હવે એકાએક તાકીદની બાબતોમાં કેમ સામેલ કરી દેવામાં આવ્યો છે. ખરું જોતાં તેમને અચરજ એ કારણે થવું જોઈતું હતું કે લાંબા સમય પહેલાં જ એવું વલણ નહોતું અપનાવી લેવામાં આવ્યું. આયરલૅંડથી સીસીલી સુધી, આન્દાલુસીયાથી રશિયા અને બલ્ગારિયા સુધી, કિસાનો વસતિનું, ઉત્પાદનનું, અને રાજકીય સત્તાનું બહુ આવશ્યક ઘટક છે. તેમાં પશ્ચિમ યુરોપના માત્ર બે પ્રદેશોનો અપવાદ છે. તળ ગ્રેટ બ્રિટનમાં મોટી જમીનજાગીરો અને મોટા પાયાની ખેતીવાડીએ સ્વાવલંબી કિસાનને તદ્દન હઠાવી દીધો છે. પ્રશિયામાં એલ્બેથી પૂર્વના વિસ્તારમાં એવી જ પ્રક્રિયા સદીઓથી ચાલી રહી છે, ત્યાં પણ કિસાનની "હકાલપટ્ટી" વધારે ને વધારે પ્રમાણમાં થઈ રહી છે અથવા, ઓછામાં ઓછું, આર્થિક અને રાજકીય દૃષ્ટિએ તે પૃષ્ઠભૂમિમાં ધકેલાઈ રહ્યો છે.

કિસાન હાલ સુધી પોતાને રાજકીય સત્તાના ઘટક તરીકે મોટે ભાગે તો કેવળ ઉદાસીનતા મારફત જ વ્યક્ત કરતો રહ્યો છે, અને એ ઉદાસીનતાનાં મૂળિયાં ગામઠી જિંદગીના એકાકી સ્વરૂપમાં છે. વસતિના વિશાળ સમુદાયના મોટા ભાગની એ ઉદાસીનતા કેવળ પૅરિસ તથા રોમના સંસદીય ભ્રષ્ટાચારનો જ નહિ પરંતુ રૂસી આપખુદશાહીનોયે વધારેમાં વધારે મજબૂત થાંભલો બની રહેલી છે. પરંતુ તે દુસ્તર કોઈ રીતે નથી. પશ્ચિમ યુરોપમાં કામદાર વર્ગીય આંદોલનના ઉદય પછી, ખાસ કરીને જ્યાં નાના કિસાનોની જમીનના ટચૂકડા ટુકડાઓની રેલમછેલ છે એ ભાગોમાં, મૂડીદાર વર્ગ માટે કિસાનોનાં મનમાં એવો ખ્યાલ ઠસાવી દેવાનું બહુ મુશ્કેલ નથી બન્યું કે સમાજવાદી કામદારો શંકાસ્પદ અને તિરસ્કારપાત્ર માણસો છે, partageux છે, "ભાગલા

પાડી લેવા" માગતા લોકો છે, કિસાનોની મિલકત હડપ કરી લેવાની મુરાદવાળા આળસુ લાલચુ શહેરવાસીઓ છે. ૧૮૪૮ના ફેબ્રુઆરીની ક્રાંતિની ધૂંધળી સમાજવાદી આકાંક્ષાઓને ફ્રેંચ કિસાનપ્રજાના પ્રત્યાઘાતી મતોએ ઝડપથી પતાવી નાખી, મનની શાંતિ માગતા કિસાને પોતાની યાદોના ખજાનામાંથી નેપોલિયનની, કિસાનોના સમ્રાટની, કથા ખોદી કાઢી અને બીજા સામ્રાજ્યનું[૩૭] સર્જન કર્યું. આપણે સૌ જાણીએ છીએ કે કિસાનોના એ એક જ પરાક્રમનું કેવું મૂલ્ય ફ્રાંસના લોકોને ચૂકવવું પડયું હતું, તેઓ હજી તેનાં માઠાં પરિણામો વેઠી રહ્યા છે.

પરંતુ ત્યાર પછી ઘણું બધું પલટાઈ ગયું છે. ઉત્પાદનના મૂડીવાદી રૂપના વિકાસના પરિણામે ખેતીવાડીમાં નાના પાયાના ઉત્પાદનની જીવનદોરીઓ કપાઈ ગઈ છે, નાના પાયાનું ઉત્પાદન અફર રીતે ખરાબે ચડી રહ્યું છે અને તારાજ થઈ રહ્યું છે. ઉત્તર અને દક્ષિણ અમેરિકાના હરીફોએ તથા હિંદુસ્તાનના હરીફોએ પણ યુરોપના બજારમાં સસ્તા અનાજનું પૂર વહાવી દીધું છે, અનાજ એટલું સસ્તું છે કે કોઈ પણ સ્થાનિક ઉત્પાદક તેની હરીફાઈ ન જ કરી શકે. મોટા જમીનદારોને તેમ જ નાના કિસાનોને એકસરખી રીતે સામેથી પાયમાલી ઘુરકિયાં કરતી દેખાય છે. અને તેઓ બન્ને જમીનના માલિકો તથા ગામોના લોકો છે એટલે મોટા જમીનદારો નાના કિસાનોનાં હિતોના રખેવાળોની ભૂમિકા અપનાવી લે છે, અને નાના કિસાનો તેમને એવા રખેવાળો તરીકે મોટે ભાગે સ્વીકારી લે છે.

દરમિયાનમાં પશ્ચિમમાં જોરદાર સમાજવાદી કામદાર પાર્ટી ઉદય અને વિકાસ પામી છે. ફેબ્રુઆરી ક્રાંતિના જમાનાની ઝાંખી અનિષ્ટ આશંકાઓ તથા લાગણીઓના ખુલાસા થઈ ગયા છે, અને તેમણે એવા કાર્યક્રમનું વધારે બહોળું તથા વધારે ગહન ક્ષેત્ર હાંસલ કરી લીધું છે કે જે બધી વૈજ્ઞાનિક જરૂરિયાતોને પૂરી કરે છે અને ચોક્કસ વાસ્તવિક માંગોને આવરી લે છે. જર્મન, ફ્રેંચ, અને બેલ્જિયન સંસદોમાં એકધારી વધતી જતી સંખ્યાના સમાજવાદી સભ્યો એ માંગો ખાતર લડી રહ્યા છે. સમાજવાદી પાર્ટી રાજકીય સત્તા જીતી લે એવી શક્યતા હવે વધારે પડતા દૂરના ભવિષ્યની બાબત નથી રહી. પરંતુ રાજકીય સત્તા જીતી લેવા માટે એ પાર્ટીએ પહેલાં તો શહેરોમાંથી ગામોમાં જવું જોઈએ, ગ્રામવિસ્તારોમાં ખરી તાકાતનું સ્થાન લઈ લેવું જોઈએ. એ પાર્ટી બીજી બધી પાર્ટીઓ કરતાં વધારે સાનુકૂળ સ્થિતિમાં છે કારણ કે આર્થિક કારણો અને રાજકીય અસરો વચ્ચેના આંતરસંબંધોની સાફ સૂઝ ધરાવે છે તથા ઘેટાના સ્વાંગમાં પેશ થતા વરુ મોટા જમીનદારને, કિસાનના તકસાધુ દોસ્તને, લાંબા વખત

પાડી લેવા" માગતા લોકો છે, કિસાનોની મિલકત હડપ કરી લેવાની મુરાદવાળા આળસુ લાલચુ શહેરવાસીઓ છે. ૧૮૪૮ના ફેબ્રુઆરીની ક્રાંતિની ધૂંધળી સમાજવાદી આકાંક્ષાઓને ફ્રેંચ કિસાનપ્રજાના પ્રત્યાઘાતી મતોએ ઝડપથી પતાવી નાખી, મનની શાંતિ માગતા કિસાને પોતાની યાદોના ખજાનામાંથી નેપોલિયનની, કિસાનોના સમ્રાટની, કથા ખોદી કાઢી અને બીજા સામ્રાજ્યનું[37] સર્જન કર્યું. આપણે સૌ જાણીએ છીએ કે કિસાનોના એ એક જ પરાક્રમનું કેવું મૂલ્ય ફ્રાંસના લોકોને ચૂકવવું પડયું હતું, તેઓ હજી તેનાં માઠાં પરિણામો વેઠી રહ્યા છે.

પરંતુ ત્યાર પછી ઘણું બધું પલટાઈ ગયું છે. ઉત્પાદનના મૂડીવાદી રૂપના વિકાસના પરિણામે ખેતીવાડીમાં નાના પાયાના ઉત્પાદનની જીવનદોરીઓ કપાઈ ગઈ છે, નાના પાયાનું ઉત્પાદન અફર રીતે ખરાબે ચડી રહ્યું છે અને તારાજ થઈ રહ્યું છે. ઉત્તર અને દક્ષિણ અમેરિકાના હરીફોએ તથા હિંદુસ્તાનના હરીફોએ પણ યુરોપના બજારમાં સસ્તા અનાજનું પૂર વહાવી દીધું છે, અનાજ એટલું સસ્તું છે કે કોઈ પણ સ્થાનિક ઉત્પાદક તેની હરીફાઈ ન જ કરી શકે. મોટા જમીનદારોને તેમ જ નાના કિસાનોને એકસરખી રીતે સામેથી પાયમાલી ઘુરકિયાં કરતી દેખાય છે. અને તેઓ બન્ને જમીનના માલિકો તથા ગામોના લોકો છે એટલે મોટા જમીનદારો નાના કિસાનોનાં હિતોના રખેવાળોની ભૂમિકા અપનાવી લે છે, અને નાના કિસાનો તેમને એવા રખેવાળો તરીકે મોટે ભાગે સ્વીકારી લે છે.

દરમિયાનમાં પશ્ચિમમાં જોરદાર સમાજવાદી કામદાર પાર્ટી ઉદય અને વિકાસ પામી છે. ફેબ્રુઆરી ક્રાંતિના જમાનાની ઝાંખી અનિષ્ટ આશંકાઓ તથા લાગણીઓના ખુલાસા થઈ ગયા છે, અને તેમણે એવા કાર્યક્રમનું વધારે બહોળું તથા વધારે ગહન ક્ષેત્ર હાંસલ કરી લીધું છે કે જે બધી વૈજ્ઞાનિક જરૂરિયાતોને પૂરી કરે છે અને ચોક્કસ વાસ્તવિક માંગોને આવરી લે છે. જર્મન, ફ્રેંચ, અને બેલ્જિયન સંસદોમાં એકધારી વધતી જતી સંખ્યાના સમાજવાદી સભ્યો એ માંગો ખાતર લડી રહ્યા છે. સમાજવાદી પાર્ટી રાજકીય સત્તા જીતી લે એવી શક્યતા હવે વધારે પડતા દૂરના ભવિષ્યની બાબત નથી રહી. પરંતુ રાજકીય સત્તા જીતી લેવા માટે એ પાર્ટીએ પહેલાં તો શહેરોમાંથી ગામોમાં જવું જોઈએ, ગ્રામવિસ્તારોમાં ખરી તાકાતનું સ્થાન લઈ લેવું જોઈએ. એ પાર્ટી બીજી બધી પાર્ટીઓ કરતાં વધારે સાનુકૂળ સ્થિતિમાં છે કારણ કે આર્થિક કારણો અને રાજકીય અસરો વચ્ચેના આંતરસંબંધોની સાફ સૂઝ ધરાવે છે તથા ઘેટાના સ્વાંગમાં પેશ થતા વરુ મોટા જમીનદારને, કિસાનના તકસાધુ દોસ્તને, લાંબા વખત

પહેલાં પારખી ચૂકી છે—શું એ પાર્ટી નિરાંતે બેસી રહીને કિસાનને, તે ઔદ્યોગિક કામદારોના નિષ્ક્રિય વિરોધીમાંથી સક્રિય વિરોધીમાં પલટાઈ જાય ત્યાં સુધી, તેના બનાવટી રખેવાળોના હાથમાં રહેવા દઈ શકે ખરી? એ બાબત આપણને કિસાનોના સવાલના હાર્દમાં પહોંચાડી દે છે.

when ever you want to analysis, start from ownership of land & its size with their

૧

અમે જેનું પરીક્ષણ કરીશું એ ગ્રામવસતિના એકદમ નિરનિરાળા વિભાગો છે, અને જુદાજુદા પ્રદેશોમાં તેમની વચ્ચે મોટા તફાવતો છે.

ફ્રાંસ તથા બેલ્જિયમની જેમ પશ્ચિમ જર્મનીમાં જમીનના નાનકડા ટુકડા ધરાવતા કિસાનોની નાના પાયાની ખેતી પ્રવર્તિત છે. તેમાંથી બહુસંખ્યાના કિસાનો જમીનના ટુકડાઓના માલિકો છે અને લઘુસંખ્યાના કિસાનો ગણોતિયાઓ છે.

ઉત્તરપશ્ચિમમાં—નીચલા સેકસનીમાં તથા શ્લેસ્વીગ-હોલ્સ્ટાઇનમાં—મોટા અને મધ્યમ કિસાનોની રેલમછેલ જોવા મળે છે. તેઓ ખેતીના સ્ત્રીપુરુષ નોકરો વગર કામ નથી ચલાવી શકતા અને તેમને દહાડિયા મજૂરોની જરૂર પણ પડે છે. બાવેરિયાના અમુક ભાગમાં પણ એવી જ સ્થિતિ છે.

પ્રશિયામાં એલ્બેથી પૂર્વના વિસ્તારમાં તથા મેકલેનબુર્ગમાં મોટી જમીનજાગીરોનો અને ખેતીના નોકરો, રહેઠાણની ઝૂંપડીના બદલામાં મહેનત કરતા કિસાનો, તથા દહાડિયા મજૂરોના આધારે મોટા પાયાની ખેતીવાડીનો પ્રદેશ છે. તેમાં ક્યાંક ક્યાંક નાના અને મધ્યમ કિસાનો છે, પરંતુ તેઓ સરખામણીમાં કશા મહત્ત્વના નથી, અને તેમનું પ્રમાણ એકધારું ઘટતું જાય છે.

મધ્ય જર્મનીમાં ઉત્પાદન તથા માલિકીનાં એ બધાં રૂપો વિસ્તારના આધારે તરેહવાર પ્રમાણોમાં ભેળવાઈ ગયેલાં જોવા મળે છે, મોટા વિસ્તારમાં કોઈ ખાસ રૂપનું સ્પષ્ટ વર્ચસ્વ નથી.

એ ઉપરાંત જુદાંજુદાં પ્રમાણોના એવા વિસ્તારો છે કે જ્યાં માલિકીની અથવા સાંથની જમીન કુટુંબના ગુજરાન માટે પૂરતી નથી હોતી, પરંતુ ઘરેલુ ઉદ્યોગ ચલાવવાના અને તેમાં કોઈ રીતે સમજી ન શકાય એટલી ઓછી રોજીએ માણસોને કામે રાખવાનું શક્ય બનાવવાના આધારની કામગીરી જ બજાવી શકે છે. એવી રોજી બધી પરદેશી હરીફાઈ છતાં પેદાશોનું એકધારું વેચાણ સુનિશ્ચિત બનાવે છે.

સામાજિક-લોકશાહીવાદી પાર્ટી ગ્રામવસતિના એ પેટાવિભાજનોમાંથી કયા કયા પેટાવિભાજનોને પોતાને પક્ષે જીતી લઈ શકે? અમે એ સવાલનું પરીક્ષણ બેશક માત્ર બહોળી રૂપરેખામાં જ કરીશું, કેવળ સ્પષ્ટ રૂપોને જ નોખાં પાડીશું. અમે વચગાળાની કક્ષાઓ તથા મિશ્રિત ગ્રામવસતિઓની છણાવટ જગ્યાની કમીને લીધે કરી શકીએ એમ નથી.

અમે શરૂઆત નાના કિસાનથી કરીશું. સામાન્ય રીતે પશ્ચિમ યુરોપના સંબંધમાં તે બધા કિસાનોમાં સૌથી વધારે મહત્ત્વનો છે એટલું જ નહિ પરંતુ આખા સવાલનો ફેંસલો કરનારા અગત્યના તત્ત્વનું સ્થાન પણ ધરાવે છે. નાના કિસાન તરફનું આપણું વલણ એક વાર આપણાં મનમાં સ્પષ્ટ થઈ જાય એટલે ગ્રામવસતિનાં બીજાં ઘટકોના સંબંધમાં આપણું ધોરણ નક્કી કરવા માટે જરૂરી બધી સામગ્રી આપણને મળી જાય છે.

અમે નાના કિસાનનો ઉલ્લેખ અહીંયાં જમીનના એવા ટુકડાના માલિક અથવા ગણોતિયાના—ખાસ કરીને માલિકના—અર્થમાં કર્યો છે કે જે સામાન્ય રીતે કિસાન તથા તેનું કુટુંબ ખેડી શકે એથી મોટો ન હોય અને તેના કુટુંબનું ભરણપોષણ કરી શકે એથી નાનો ન હોય. એટલે નાના હાથકારીગરની જેમ જ એવો નાનો કિસાન પણ મહેનતકશ ઇન્સાન હોય છે, તે આધુનિક સર્વહારાથી એટલા પૂરતો નોખો પડતો હોય છે કે હજી પોતાનાં શ્રમનાં સાધનો ધરાવતો હોય છે અને એ કારણે ઉત્પાદનની ભૂતકાળની રીતનો અવશેષ હોય છે. તેની અને તેના પૂર્વજ ખેતગુલામ, કરજ-ગુલામ, અથવા સાવ અપવાદ જેવા, સાંથ અને સામંતી સેવાઓની જવાબદારીવાળા, મુક્ત કિસાનની વચ્ચે ત્રિવિધ ફરક છે. એક—ફ્રેંચ ક્રાંતિએ તેને સામંતી સેવાઓથી તેમ જ જમીનદારનાં બાકી લેણાંથી મુક્ત કરી દીધો હતો, અને મોટા ભાગના દાખલાઓમાં, ઓછામાં ઓછું રાઇનના ડાબા કિનારાના વિસ્તારમાં, તેનું ખેતર તેની પોતાની મુક્ત મિલકત તરીકે ફાળવ્યું હતું. બે—તેણે આપવહીવટી માર્ક સમાજનું રક્ષણ તથા તેમાં ભાગ લેવાનો હક ગુમાવી દીધાં હતાં, અને એટલે અગાઉના સહિયારા માર્ક સમાજની આવકોમાંથી પોતાનો હિસ્સો ગુમાવી દીધો હતો. સહિયારા માર્કના અમુક હિસ્સાને ભૂતપૂર્વ સામંતી માલિકે અને અમુક હિસ્સાને રોમન કાનૂન ઉપર આધારિત પ્રબુદ્ધ નોકરશાહી કાયદાકાનૂને ઝૂંટવી લીધો હતો. એથી ખાણચારાની ખરીદી વગર ભારવાહી પશુઓને ખોરાક પૂરો પાડવાની શક્યતા આધુનિક યુગના નાના કિસાનના હાથમાંથી છીનવાઈ ગઈ હતી. પરંતુ આર્થિક દૃષ્ટિએ જોતાં, માર્ક સમાજમાંથી મળતી આવકો બંધ થઈ જવાથી પડેલી ખોટ,

સામંતી સેવાઓની નાબૂદીને કારણે થયેલા ફાયદાઓથી, ઘણી વધારે હતી. પોતાને હિસાબે ભારવાહી પશુઓ રાખી ન શકતા કિસાનોની સંખ્યા એકધારી વધી રહી છે. ત્રણ—આજનો કિસાન પોતાની અગાઉની ઉત્પાદક પ્રવૃત્તિમાંથી અરધી ખોઈ બેઠો છે. અગાઉ તે અને તેનું કુટુંબ મળીને પોતાને જરૂરી ઔદ્યોગિક પેદાશોનો મોટો હિસ્સો પોતે જ બનાવેલા કાચા માલમાંથી પેદા કરી લેતાં હતાં. ગામના પાડોશીઓ, ખેતી ઉપરાંત વેપાર કરતા માણસો, બાકીનો હિસ્સો પૂરો પાડતા, અને તેનો હિસાબ મોટે ભાગે તો બદલામાં ચીજો આપીને અથવા માંહોમાંહે એકબીજાનું કામ કરી દઈને પતાવવામાં આવતો. કુટુંબ, અને એથીયે વધારે પ્રમાણમાં ગામ, સ્વાવલંબી હતું અને પોતાને જરૂરી લગભગ બધી ચીજવસ્તુઓ ખુદ પેદા કરી લેતું. સંજોગો પ્રાકૃતિક અર્થકારણના હતા, તેમાં કોઈ જાતની ભેળસેળ લગભગ નહોતી, નાણાની જરૂર લગભગ નહોતી પડતી. નાણાનું અર્થકારણ અને મોટા પાયાનો ઉદ્યોગ ધરાવતી મૂડીવાદી ઉત્પાદન પદ્ધતિએ તેનો અંત આણી દીધો. તેની હયાતીની બુનિયાદી શરતો માર્ક સમાજમાંથી મળતી આવકોમાં, અને બીજી શરત ઔદ્યોગિક આડધંધામાં, અંકિત હતી. એવી રીતે કિસાન લગાતાર વધારે નીચે સરકતો જાય છે. કરવેરા, પાક ન ઊતરવાના સંજોગો, વારસાના ભાગલા, અને અદાલતી ખટલાઓ એક પછી એક કિસાનને વ્યાજખોરના હાથમાં ધકેલે છે. કરજદારી વધારે ને વધારે સામાન્ય બનતી જાય છે અને દરેક દાખલામાં તેનું પ્રમાણ એકધારું વધતું જાય છે. ટૂંકમાં, ઉત્પાદનની ભૂતકાળની રીતના બીજા દરેક અવશેષની જેમ જ આપણા નાના કિસાનનું આવી બન્યું છે, તેને હવે ક્યાંય આરોવારો નથી રહ્યો. તે ભાવિ સર્વહારા છે.

તેની એવી સ્થિતિને કારણે સ્વાભાવિક છે કે તે સમાજવાદી પ્રચારને ખુશીથી આવકારે. પરંતુ ઊંડાં મૂળિયાં ઘાલી ગયેલી માલિકીની વૃત્તિ તેને એમ કરતાં હાલ પૂરતો અટકાવે છે. જોખમમાં અટવાઈ ગયેલા તેના જમીનના ટુકડાને બચાવી લેવાનું તેને માટે જેમ જેમ વધારે મુશ્કેલ બનતું જાય છે તેમ તેમ તે વધારે ઝનૂનથી તેને વળગી રહે છે, જમીનરૂપી મિલકત આખા સમાજને સુપરત કરી દેવાની વાતો કરતા સામાજિક-લોકશાહીવાદીઓને વધારે ને વધારે પ્રમાણમાં વ્યાજખોર તથા વકીલ જેવા ભયંકર દુશ્મનો ગણે છે. સામાજિક-લોકશાહીવાદ એવા પૂર્વગ્રહને કેવી રીતે પહોંચી વળે? ખુદ પોતાની જોડે બેવફાઈ કર્યા વગર નાના કિસાનની સામે, સત્યાનાશની ખીણમાં ધકેલાઈ રહેલા નાના કિસાનની સામે, શું ધરી શકે?

અહીંયાં આપણને માર્ક્સવાદી વલણ ધરાવતા ફ્રેંચ સમાજવાદીઓના ખેતી સંબંધી કાર્યક્રમમાંથી ટેકાનો અમલી મુદ્દો મળે છે. એ કાર્યક્રમ લઘુ-કિસાન અર્થકારણની અસલ ભૂમિમાંથી મળે છે એટલે વધારે નોંધપાત્ર બની રહે છે.

પાર્ટીનો પહેલો ખેતી સંબંધી કાર્યક્રમ ૧૮૯૨માં માર્સેઈ કૉંગ્રેસમાં[40] અપનાવવામાં આવ્યો હતો. તેમાં મિલકત વગરના ગ્રામીણ **કામદારો** (એટલે કે દહાડિયાઓ અને ખેતીવાડીના નોકરો) માટે આવી માંગો રજૂ કરવામાં આવી છે: ટ્રેડ યુનિયનો તથા સમાજ પરિષદો તરફથી નક્કી કરવામાં આવેલી ઓછામાં ઓછી રોજી; ગામોમાં કામધંધા—અદાલતોની સ્થાપના અને તેમાં ઈનસાફદારોનાં પદોએ અરધોઅરધ કામદારોની નિમણૂક; સહિયારી જમીનના વેચાણની મનાઈ; સાર્વજનિક ક્ષેત્રની જમીન સમાજોને પટ્ટે આપવામાં આવે, તેઓ પોતાની માલિકીની અથવા પટ્ટે લીધેલી બધી જમીન મિલકત વગરનાં ખેતમજૂર કુટુંબોનાં મંડળોને સહિયારા ખેડાણ માટે સાંથે આપે, તેમાં રોજી-કામદારોને કામે રાખવાની મનાઈની તથા સમાજોને હસ્તક નિયંત્રણની શરત રાખવામાં આવે; ઘડપણ તથા અપંગ હાલતનાં પેન્શનો ચાલુ કરવામાં આવે અને તેને માટે જરૂરી નાણાંની જોગવાઈ મોટી જમીનજાગીરો ઉપર ખાસ કર લગાવીને કરવામાં આવે.

સમાજ **નાના કિસાનો** માટે, ગણોતિયા તથા ભાગબટાઈના (métayers) ખેડૂતોને ખાસ લક્ષમાં રાખીને, યંત્રો ખરીદે અને પડતર હિસાબે કિસાનોને પટ્ટે આપે; ખાતર, પાણીના નિકાલની પાઈપો, બિયાં, વગેરેની ખરીદી માટે તેમ જ પેદાશના વેચાણ માટે કિસાનોની સહકારીઓ સ્થાપવામાં આવે; જેનું મૂલ્ય ૫૦૦૦ ફ્રાંકથી વધારે ન હોય એવી સ્થાવર મિલકતની ફેરબદલીનો કર નાબૂદ કરી નાખવામાં આવે; અતિશય પ્રમાણની સાંથ ઘટાડી નાખવા માટે અને જમીન છોડી દેનારા ગણોતિયા તેમ જ ભાગબટાઈના (métayers) ખેડૂતોને, જમીનની કિંમતમાં વધારાના પરિણામે તેમના બાકી નીકળતા વાજબી લેણાનું વળતર અપાવવા માટે, આયરલૅંડની રીત મુજબનાં લવાદપંચો સ્થાપવામાં આવે; જમીનદારને લેણા બદલ પાક જપ્ત કરી લેવાની છૂટ આપતી દીવાની કાનૂનની ૨૧૦૨ નંબરની કલમને, તેમ જ ઊગતા પાક ઉપર લાગો લગાવવાના લેણદારોના હકને, નાબૂદ કરી નાખવામાં આવે; ચોક્કસ પ્રમાણમાં ખેતીનાં ઓજારો તથા પાક, બિયાં, ખાતર, ભારવાહી પશુઓ, ટૂંકમાં કિસાનને પોતાના કારોબારમાં જે કંઈ અનિવાર્ય હોય તે બધું, લાગા અને જપ્તીથી સલામત રાખવામાં આવે; લાંબા વખતથી કાલગ્રસ્ત બની ચૂકેલી સર્વસામાન્ય મહેસૂલ વ્યવસ્થામાં સુધારણા કરવામાં આવે અને દરમિયાનમાં દરેક સમાજમાં સ્થાનિક

સુધારણા કરી લેવામાં આવે; છેલ્લે, ખેતીના સંબંધમાં અને ખેતી પ્રયોગ મથકોના સંબંધમાં મફત તાલીમનો બંદોબસ્ત કરવામાં આવે.

આપણને જોવા મળે છે કે કિસાનોના હિતમાં કરવામાં આવેલી માંગો—કામદારોના હિતમાં કરવામાં આવેલી માંગો સાથે આપણને હાલ પૂરતો કંઈ સંબંધ નથી—બહુ દૂરગામી નથી. તેઓ અમુક અંશે તો દરેક ઠેકાણે ક્યારની પૂરી થઈ ગઈ છે. ગણોતિયાઓની લવાદ અદાલતોની રચના, સ્પષ્ટ ઉલ્લેખ કરીને, આયરલૅંડના મૂળ રૂપ મુજબ કરવામાં આવી છે. રાઈનના પ્રાંતોમાં કિસાન સહકારીઓ ક્યારની અસ્તિત્વમાં છે. મહેસૂલ પદ્ધતિની સુધારણા આખા પશ્ચિમ યુરોપમાં તમામ ઉદારમતવાદીઓની અને નોકરશાહો સુદ્ધાંની કાયમી નેક મંછા બની રહેલી છે. બાકીના મુદ્દાઓ પણ હયાત મૂડીવાદી વ્યવસ્થામાં કોઈ જાતનો તાત્ત્વિક ભંગ પાડયા વગર અમલમાં મૂકી શકાય એવા છે. કાર્યક્રમનાં રૂપલક્ષણોના નિરૂપણમાં અમારે એટલું કહેવાનું છે. ખોડખામીઓ બતાવવાનો ઈરાદો તેમાં બિલકુલ નથી, વાત એથી ઊલટી જ છે.

પાર્ટીએ એ કાર્યક્રમના આધારે ફ્રાંસના અત્યંત વિવિધ ભાગોમાં કિસાનોની અંદર એટલી સરસ પ્રવૃત્તિ ચલાવી કે—ખાવાથી ભૂખ ઊઘડતી હોય છે તેમ—એથીયે વધારે પ્રમાણમાં તેમની વૃત્તિને અનુરૂપ બનવાનું જાણે દબાણ થયું. પરંતુ એ સંબંધમાં લાગ્યું કે કદાચ જોખમી જમીનમાં કદમ મંડાઈ જાય. સામાન્ય સમાજવાદી કાર્યક્રમના મૂળભૂત સિદ્ધાંતોનો ભંગ કર્યા વગર કિસાનને, ભાવિ સર્વહારા તરીકે નહિ પરંતુ મિલકતદાર ખેડૂત તરીકે કિસાનને, મદદ કેવી રીતે કરાય? એવા વાંધાને પહોંચી વળવા માટે નવી વ્યવહારી દરખાસ્તોમાં સૈદ્ધાંતિક પ્રસ્તાવના સામેલ કરવામાં આવી. તેમાં એમ સાબિત કરવાની કોશિશ થઈ છે કે ઉત્પાદનની મૂડીવાદી રીત તરફથી લઘુ-કિસાન મિલકતનો ખાતમો અનિવાર્ય હોવાની પૂરી વાકેફગારી હોવા છતાં, એવા ખાતમા સામે એ મિલકતની રક્ષા કરવાનું સમાજવાદના સિદ્ધાંતોને અનુરૂપ છે. હવે અમે એ પ્રસ્તાવનાનું તેમ જ ખુદ માંગોનું વધારે બારીક પરીક્ષણ કરીશું. તેમને ચાલુ વર્ષના સપ્ટેંબરમાં નાન્તેસ કૉંગ્રેસમાં અપનાવવામાં આવી હતી.

પ્રસ્તાવનાની શરૂઆત નીચે મુજબ છે:

> "કેમ કે, પાર્ટીના સામાન્ય કાર્યક્રમ મુજબ, ઉત્પાદકો ઉત્પાદનનાં સાધનોની માલિકી ધરાવતા હોય તો જ મુક્ત હોઈ શકે;
>
> "કેમ કે, ઉદ્યોગના ક્ષેત્રમાં ઉત્પાદનનાં સાધનો મૂડીવાદી કેંદ્રીકરણની

એવી કક્ષાએ પહોંચી ગયાં છે કે માત્ર સામૂહિક અથવા સામાજિક રૂપમાં જ ઉત્પાદકોને ફરી સુપરત થઈ શકે, પરંતુ ખેતીવાડીના ક્ષેત્રમાં—ઓછામાં ઓછું વર્તમાન સમયના ફ્રાંસમાં—સ્થિતિ કોઈ રીતે એવી નથી, ઉત્પાદનનું સાધન, એટલે કે જમીન, ઘણાબધા વિસ્તારોમાં હજી ખુદ વ્યક્તિગત ઉત્પાદકોની જ વ્યક્તિગત મિલકત તરીકે તેમના હાથમાં છે;

"કેમ કે, હાલની પરિસ્થિતિનો, જેમાં જમીનના નાના ટુકડાની માલિકી લાક્ષણિક છે એવી પરિસ્થિતિનો, અફર ખાતમો (est fatalement appelé à disparaître) નિર્ધારિત હોવા છતાં સમાજવાદનું કામ એ ખાતમાને વેગીલો બનાવવાનું નથી, તેનું કર્તવ્ય મિલકતને શ્રમથી નોખી પાડવાનું નહિ પરંતુ, એથી ઊલટું, સમગ્ર ઉત્પાદનનાં એ બે ઘટકોને એકના એક હાથમાં મૂકવાનું છે, તેઓ એકબીજાથી નોખાં પડી જવાની સ્થિતિ સર્વહારાઓની દશામાં ધકેલાઈ ગયેલા કામદારોની દાસતા અને કંગાલિયત સાથે સંકળાયેલી છે;

"કેમ કે, એક તરફ, સમાજવાદની ફરજ છે કે મોટાં ખેતરોને હાલના આળસુ માલિકોના હાથમાંથી પડાવી લઈને ફરી ખેત-સર્વહારાઓની માલિકીનાં—સામૂહિક અથવા સામાજિક રૂપની માલિકીનાં—બનાવી દે, બીજી તરફ, તેની એટલી જ આવશ્યક ફરજ છે કે પોતાની જમીનના ટુકડાઓમાં જાતે ખેતી કરતા કિસાનોના એ જમીન ઉપરના કબજાને લેભાગુ, વ્યાજખોર, તથા નવા અસ્તિત્વમાં આવેલા મોટા જમીનદારોની તરાપો સામે સલામત જાળવી રાખે;

"કેમ કે, એવા રક્ષણને વિસ્તારીને, બીજાની જમીનમાં ગણોતિયાઓ અથવા ભાગબટાઈના ખેડૂતો (métayers) તરીકે ખેતી કરનારા, અને દહાડિયાઓનું શોષણ કરતા હોય તો પોતે જ શોષણના ભોગ બનતા હોવાથી અમુક પ્રમાણમાં એમ કરવાની હાલતમાં ધકેલાઈ જનારા, ઉત્પાદકોને તેમાં આવરી લેવાનું આવશ્યક છે—

"એટલે કામદારોની પાર્ટીએ—અરાજકતાવાદીઓથી વિપરીત ધોરણ અપનાવીને સામાજિક વ્યવસ્થાના રૂપાંતર માટે ગરીબીની વૃદ્ધિ તથા ફેલાવા ઉપર આધાર ન રાખતી પરંતુ ગામો તેમ જ શહેરોના કામદારોના સંયુક્ત પ્રયાસોની સંઘટના મારફત જ, સરકાર તથા કાનૂન-ઘડતર પોતાના કબજામાં લઈ લેવાના તેમના કદમ મારફત જ, શ્રમને તથા સામાન્ય રૂપે સમાજને મુક્ત કરવાની મુરાદ ધરાવતી કામદારોની પાર્ટીએ—નીચેનો ખેતી

સંબંધી કાર્યક્રમ અપનાવ્યો છે, અને એ કાર્યક્રમના આધારે તે ગ્રામીણ ઉત્પાદનનાં બધાં તત્ત્વોને, તરેહવાર હકો તથા પરવાનાઓની રૂએ રાષ્ટ્રીય જમીનનો ઉપયોગ કરતા સઘળા કામધંધાઓને, સહિયારા દુશ્મન સામે—જમીનની માલિકીના સામંતી સ્વરૂપ સામે—એકરૂપ સંઘર્ષ લડવા એકસૂત્રે સાંકળી લેવા માગે છે."

હવે એ બધાં "કેમ કે"નું વધારે બારીક પરીક્ષણ કરીએ.

પહેલી વાત તો એ કે ફ્રેંચ કાર્યક્રમમાં કરવામાં આવેલા નિવેદન મુજબ ઉત્પાદકોની મુક્ત સ્થિતિમાં ઉત્પાદનનાં સાધનોની માલિકીની જે પૂર્વધારણા કરવામાં આવી છે તેમાં જોડાજોડ નીચેની પુરવણી જરૂરી છે: ઉત્પાદનનાં સાધનોની માલિકી માત્ર બે રૂપોમાં જ શક્ય છે: કાં તો વ્યક્તિગત માલિકી, એવું રૂપ કે જે સર્વસામાન્ય રીતે ઉત્પાદકો માટે કદી અને ક્યાંય અસ્તિત્વમાં રહ્યું જ નથી અને ઔદ્યોગિક પ્રગતિને કારણે દરરોજ વધારે અશક્ય બની રહ્યું છે; અથવા સહિયારી માલિકી, એવું રૂપ કે જેની ભૌતિક અને બૌદ્ધિક પૂર્વશરતોની સ્થાપના ખુદ મૂડીવાદી સમાજના વિકાસના પરિણામે થઈ ગઈ છે; એટલે ઉત્પાદનનાં સાધનોનો **સામૂહિક** કબજો લેવાની લડત સર્વહારા વર્ગને હસ્તક તમામ રીતો વડે લડવી જોઈએ.

એ રીતે, અહીંયાં ઉત્પાદનનાં સાધનોની સહિયારી માલિકીને એવા એકમાત્ર મુખ્ય લક્ષ્ય તરીકે રજૂ કરવામાં આવી છે કે જેને સાધવાની જહેમતો કરવી જોઈએ. વળી કેવળ ઉદ્યોગમાં જ નહિ, જ્યાં ભૂમિકા ક્યારની તૈયાર થઈ ચૂકી છે ત્યાં જ નહિ, પરંતુ સામાન્ય રીતે, અને એટલે ખેતીવાડીમાં પણ. કાર્યક્રમમાં જણાવવામાં આવ્યું છે તે મુજબ, વ્યક્તિગત માલિકી સામાન્ય રીતે તમામ ઉત્પાદકો માટે કદી અને ક્યાંય અસ્તિત્વમાં રહી નથી; એ જ કારણસર, અને ઔદ્યોગિક પ્રગતિ તેને આમેય હઠાવી જ દે છે એટલે, સમાજવાદ તેને જાળવી રાખવા નહિ પરંતુ ઊલટી હઠાવી દેવા ઉત્સુક છે કારણ કે તે જ્યાં અસ્તિત્વમાં છે ત્યાં, અને અસ્તિત્વમાં છે એટલે, સહિયારી માલિકીને અશક્ય બનાવી દે છે. આપણા કથનના સમર્થનમાં એક વાર કાર્યક્રમ ટાંકીએ તો પછી આખો કાર્યક્રમ ટાંકવો જોઈએ, એથી નાન્તેસમાં ટાંકવામાં આવેલા વિધાનમાં સારી પેઠે ફરક પડી જાય છે; તેમાં વ્યક્ત થયેલા સામાન્ય ઐતિહાસિક સત્યને તે એવા સંજોગો ઉપર અવલંબિત બનાવી દે છે કે જેમાં જ તે આજે પશ્ચિમ યુરોપ તથા ઉત્તર અમેરિકામાં સત્ય બની રહી શકે.

વ્યક્તિગત ઉત્પાદકો ઉત્પાદનનાં સાધનો ધરાવતા હોય એવી સ્થિતિ આજકાલ એ ઉત્પાદકોને ખરી આઝાદી હવે નથી આપતી. હાથકારીગરી શહેરોમાં ક્યારની પાયમાલ થઈ ગઈ છે, લંડન જેવાં મહાનગરોમાં તે ક્યારની સાવ ગાયબ થઈ ગઈ છે, તેનું સ્થાન મોટા પાયાના ઉદ્યોગે, અતિશ્રમનાં કારખાનાંઓએ, અને દેવાળાના આધારે ફાલતા કંગાલ ગોટાળિયાઓએ લઈ લીધું છે. સ્વાવલંબી નાનો કિસાન પોતાની જમીનના ટચૂકડા ટુકડાનો સલામત કબજો પણ નથી ધરાવતો અને આઝાદી પણ નથી ધરાવતો. તે અને તેનું ઘર, વાડી, અને થોડાંક ખેતરો, બધું વ્યાજખોરની મુઠ્ઠીમાં હોય છે, તેનું ગુજરાન સર્વહારાની સરખામણીમાં વધારે અનિશ્ચિત હોય છે, સર્વહારાને ઓછામાં ઓછું ક્યારેક ક્યારેક તો શાંતિના દિવસો મળી જતા હોય છે, પરંતુ કાયમ પીડાતા રહેતા કરજ-ગુલામની બાબતમાં એવું કદી નથી બનતું. દીવાની કાનૂનની કલમ નંબર ૨૧૦૨ રદ કરી નાખો, કાનૂની જોગવાઈ કરો કે ચોક્કસ પ્રમાણમાં કિસાનનાં ખેતી-ઓજારો, ઢોરઢાંખર, વગેરેને લાગો અને જપ્તી લાગુ નહિ થાય, તેમ છતાં તમે તેને એવી અણધારી આફતની સામે સલામત નહિ રાખી શકો કે જ્યારે તેને પોતાનાં ઢોરઢાંખર "આપમરજીએ" વેચી નાખવાં પડે, જ્યારે તેને પોતાનાં તનમન વ્યાજખોરને લખી આપવાં પડે, અને એવી રીતે મેળવેલી રાહતથી સંતોષ માની લેવો પડે. નાના કિસાનનું તેની મિલકત સહિત રક્ષણ કરવાનો તમારો પ્રયત્ન તેની આઝાદીનું રક્ષણ નથી કરતો પણ તેની ગુલામીના ખાસ રૂપને જાળવી રાખે છે, એવી પરિસ્થિતિને લંબાવે છે કે જેમાં તે જીવી પણ ન શકે અને મરી પણ ન શકે. એટલે તમારા ધોરણના પ્રમાણ તરીકે તમારા કાર્યક્રમનો પહેલો ફકરો અહીંયાં ટાંકવાનું તદ્દન અસ્થાને છે.

પ્રસ્તાવનામાં જણાવવામાં આવ્યું છે કે હાલના ફ્રાંસમાં ઉત્પાદનનું સાધન, એટલે કે જમીન, ઘણાબધા વિસ્તારોમાં હજી વ્યક્તિગત ઉત્પાદકોની વ્યક્તિગત મિલકત તરીકે તેમના હાથમાં છે, પરંતુ સમાજવાદનું કર્તવ્ય મિલકતને શ્રમથી નોખી પાડી દેવાનું નથી, એથી ઊલટું છે, સમગ્ર ઉત્પાદનના એ બે ઘટકોને એકના એક હાથમાં મૂકીને તેમની એકતા સાધવાનું છે. અગાઉ નિર્દેશ થઈ ચૂક્યો છે તે મુજબ, બીજા નંબરનું કર્તવ્ય કોઈ રીતે સમાજવાદનું કર્તવ્ય નથી જ. સમાજવાદનું કર્તવ્ય તો કેવળ એટલું છે કે તે ઉત્પાદનનાં સાધનો ઉત્પાદકોને તેમની **સહિયારી મિલકત** તરીકે સુપરત કરી દે. એ વાતને ચૂકી જવામાં આવે તો ઉપરનું નિવેદન તરત ખોટી દિશામાં લઈ જાય છે, એવું અર્થસૂચન કરી દે છે કે સમાજવાદનું ધ્યેય નાના કિસાનનાં ખેતરોની તેની હાલની નકલી મિલકતને

ખરી મિલકતમાં પલટાવી નાખવાનું છે, એટલે એમ કે નાના ગણોતિયાને માલિકમાં અને કરજદાર માલિકને કરજ વગરના માલિકમાં પલટાવી નાખવાનું છે. સમાજવાદ નિસ્સંદેહ ઉત્સુક છે કે કિસાન મિલકતનો ખોટો દેખાવ ખતમ થઈ જાય, પરંતુ એવી રીતે નહિ.

ગમે તેમ પણ આપણે હવે એટલે દૂર નીકળી ગયા છીએ કે પ્રસ્તાવનામાં સીધેસીધી રીતે સમાજવાદની ફરજ તરીકે, બલકે આવશ્યક ફરજ તરીકે, જાહેર કરવાનું શક્ય બન્યું છે કે તે

> "...પોતાની જમીનના ટુકડાઓમાં જાતે ખેતી કરતા કિસાનોના એ જમીન ઉપરના કબજાને લેભાગુ, વ્યાજખોર, તથા નવા અસ્તિત્વમાં આવેલા મોટા જમીનદારોની તરાપ સામે સલામત જાળવી રાખે."

એ રીતે પ્રસ્તાવના સમાજવાદની ઉપર એવું કશુંક કરવાની આવશ્યક ફરજ લાદે છે કે જેને પ્રસ્તાવનાના પુરોગામી ફકરામાં અશક્ય જાહેર કરવામાં આવ્યું છે. ખુદ પ્રસ્તાવનામાં જ કિસાનોની જમીનના નાના ટુકડાની માલિકીના "અફર ખાતમા"નું નિવેદન કરવામાં આવ્યું હોવા છતાં તેમાં સમાજવાદને માલિકીનું એ રૂપ "જાળવી રાખવાની" જવાબદારી આપવામાં આવે છે. લેભાગુ, વ્યાજખોર, અને નવા અસ્તિત્વમાં આવેલા મોટા જમીનદારો મૂડીવાદી ઉત્પાદનનાં સાધનો નહિ તો, જેના થકી તે એવો અનિવાર્ય ખાતમો આણે છે એ સાધનો નહિ તો, બીજું શું છે? આપણે નીચે જોઈશું કે એ ત્રિમૂર્તિ સામે કિસાનનું રક્ષણ કરવા "સમાજવાદે" કેવું સાધન વાપરવાનું છે.

પરંતુ વાત એટલી જ નથી કે નાના કિસાનનું તેની મિલકત સહિત રક્ષણ કરવાનું છે. સાથે સાથે જ

> "એવા રક્ષણને વિસ્તારીને, બીજાની જમીનમાં ગણોતિયાઓ અથવા ભાગબટાઈના ખેડૂતો (métayers) તરીકે ખેતી કરનારા, અને દહાડિયાઓનું શોષણ કરતા હોય તો પોતે જ એવા શોષણના ભોગ બનેલા હોવાથી એમ કરનારા, ઉત્પાદકોને તેમાં આવરી લેવાનું આવશ્યક" છે.

અહીંયાં આપણે એવા ક્ષેત્રમાં દાખલ થઈએ છીએ કે જે વિચિત્રતાનેયે પાર કરી જાય છે. સમાજવાદ મજૂરીના શોષણનો ખાસ વિરોધી છે. પરંતુ અહીંયાં તો વાચનામાં સાફ શબ્દોમાં જણાવવામાં આવ્યું છે તેમ "દહાડિયાઓનું

શોષણ કરતા" ફ્રેંચ ગણોતિયાઓનું રક્ષણ કરવાની બાબતને સમાજવાદની આવશ્યક ફરજ તરીકે જાહેર કરવામાં આવી છે! અને એવા કારણસર કે "તેઓ પોતે જ શોષણના ભોગ બનતા હોવાથી" અમુક પ્રમાણમાં એમ કરવાની હાલતમાં ધકેલાઈ જતા હોય છે!

એક વાર સરકતી ગાડીમાં સવાર થઈ જાઓ એટલે ઊંચેથી નીચે સરકવાનું કેટલું સહેલું અને ખુશનુમા હોય છે! હવે જર્મનીના મોટા અને મધ્યમ ખેડૂતો ફ્રેંચ સમાજવાદીઓની પાસે આવીને માગણી કરે કે જર્મન પાર્ટીની કારોબારીને ભલામણ કરીને અમને ખેતીવાડીના સ્ત્રીપુરુષ નોકરોના શોષણમાં જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટી તરફથી રક્ષણ અપાવો, અને પોતાની માગણીના ટેકામાં "તેઓ પોતે જ" વ્યાજખોરો તથા કરવેરા વસૂલ કરનારાઓ તેમ જ અનાજના સટ્ટાખોરો તથા ઢોરઢાંખરના વેપારીઓ તરફથી "શોષણના ભોગ બનતા હોવાની" વાત ટાંકે, ત્યારે ફ્રેંચ સમાજવાદીઓ શું જવાબ આપવાના? તેઓ કશી ગૅરંટી ધરાવે છે ખરા કે આપણા ખેતીવાડીના મોટા જમીનદારો ઠાકોર કાનીટ્ઝને તેમની પાસે નહિ મોકલે (કારણ કે તેણે પણ તેમના જેવી જ દરખાસ્ત રજૂ કરી હતી અને તેમાં અનાજની આયાતના સંબંધમાં રાજ્યની ઈજારદારીની જોગવાઈ હતી), અને એવી જ રીતે ગામોના મજૂરોના શોષણમાં તેમને સમાજવાદી રક્ષણ આપવાની માગણી નહિ કરે, તથા પોતાની માગણીના ટેકામાં "તેઓ પોતે જ" શૅરબજારિયાઓ અને શરાફો તથા અનાજના સટ્ટાખોરો તરફથી "શોષણના ભોગ બનતા હોવાની" વાત નહિ ટાંકે?

અમે અહીંયાં પહેલેથી જ જણાવી દેવા માગીએ છીએ કે અમારા ફ્રેંચ દોસ્તોના ઇરાદાઓ કોઈને જેટલા ખરાબ લાગે એટલા ખરાબ નથી. અમને કહેવામાં આવ્યું છે કે ઉપરના વાક્યમાં ઉદ્દેશ માત્ર એક બહુ ખાસ દાખલાને આવરી લેવાનો જ છે. એ દાખલો નીચે મુજબ છે: આપણા સાકર-બીટ વિસ્તારોની જેમ જ ઉત્તર ફ્રાંસમાં કિસાનોને બીટની ખેતી કરવાની જવાબદારીના આધારે જમીન પટ્ટે આપવામાં આવે છે, અને તેમાં શરતો બેહદ જુલમી હોય છે. બીટનો પાક ચોક્કસ કારખાનાને પહોંચાડવાનો હોય છે, કિંમત કારખાના તરફથી નક્કી થાય છે, અમુક ચોક્કસ બિયાં ખરીદવાનાં હોય છે, નિર્દેશિત ખાતરનો ચોક્કસ જથ્થો ખરીદવાનો હોય છે, અને લટકામાં સોંપણીની વેળાએ સખત છેતરપિંડી કરવામાં આવે છે. આપણે અહીંયાં જર્મનીમાં પણ એ બધું બરાબર જાણીએ છીએ. પરંતુ એવી જાતના કિસાનને ઓથ આપવી હોય તો વાત ઉઘાડી અને સાફ રીતે જણાવી દેવી જોઈએ. હાલ વાક્ય મર્યાદાઓ વગરના

સામાન્ય રૂપમાં જેવું વંચાય છે તેમાં તો ફ્રેંચ કાર્યક્રમનો ભંગ થાય છે એટલું જ નહિ પરંતુ સામાન્ય રીતે [સમાજવાદના મૂળભૂત સિદ્ધાંતનો ભંગ પણ થાય છે, અને સંપાદનની બેદરકારીના એ નમૂનાનો ઉપયોગ તેને લખી કાઢનારાઓના ઇરાદાથી વિપરીત રીતે તેમની સામે જુદાંજુદાં વર્તુળોમાં કરવામાં આવે તો તેમને ફરિયાદનું કોઈ કારણ નહિ મળે.

પ્રસ્તાવનાના અંતમાં મૂકવામાં આવેલા શબ્દોની બાબતમાં પણ ખોટા અર્થઘટનની શક્યતા છે. એ શબ્દો મુજબ, સમાજવાદી કામદાર પાર્ટીનું કર્તવ્ય

> "ગ્રામીણ ઉત્પાદનનાં બધાં તત્ત્વોને, તરેહવાર હકો અને પરવાનાઓની રૂએ રાષ્ટ્રીય જમીનનો ઉપયોગ કરતા સઘળા કામધંધાઓને, સહિયારા દુશ્મન સામે — જમીનની માલિકીના સામંતી સ્વરૂપ સામે — એકરૂપ સંઘર્ષ લડવા એકસૂત્રે સાંકળી લેવા"નું છે.

હું સાફ ઇનકાર કરું છું કે કોઈ પણ દેશની સમાજવાદી કામદાર પાર્ટી પોતાની અંદર ગામોના સર્વહારાઓ તથા નાના કિસાનો ઉપરાંત મધ્યમ તથા મોટા ખેડૂતોને પણ, અને કદાચ મોટી જાગીરો ખેડતા ગણોતિયાઓ, મૂડીવાદી પશુપાલકો, તથા રાષ્ટ્રીય જમીનના બીજા મૂડીવાદી શોષકો સુદ્ધાંનેય, સામેલ કરી લેવાનું કર્તવ્ય ધરાવે છે. એ સૌને જમીનની માલિકીનું સામંતી સ્વરૂપ કદાચ સહિયારા દુશ્મન જેવું લાગતું હોય. ચોક્કસ સવાલોના સંબંધમાં આપણે કદાચ તેમની જોડે સહિયારું ધ્યેય અપનાવીએ અને ચોક્કસ લક્ષ્યો ખાતર તેમની જોડાજોડ લડી શકીએ. આપણી પાર્ટીમાં આપણા સમાજના દરેક વર્ગની વ્યક્તિઓનો ઉપયોગ કરી શકીએ, પરંતુ મૂડીવાદી, મધ્યમ-મૂડીદાર, અથવા મધ્યમ-કિસાન હિતોનું પ્રતિનિધિત્વ કરતાં કોઈ પણ જૂથો આપણને કશા જ ખપનાં નથી. અહીંયાં પણ તેમનો મતલબ જેટલો ખરાબ લાગે છે એટલો ખરાબ નથી. સાફ દેખાય છે કે લેખકોએ આ બધી બાબતો વિશે ક્યારેય કશો વિચાર કર્યો જ નથી. પરંતુ કમનસીબે તેમણે પોતાને સામાન્યીકરણના જુસ્સાના વહેણમાં તણાઈ જવા દીધા છે, અને તેમના શબ્દોને જ લઈને અર્થ તારવી લેવામાં આવે તો તેમને આશ્ચર્ય ન થવું જોઈએ.

પ્રસ્તાવના પછી કાર્યક્રમની અંદર જ નવા અપનાવવામાં આવેલા ઉમેરાઓ આવે છે. તેમાં પણ પ્રસ્તાવના જેવું જ અછડતું સંપાદન છતું થઈ જાય છે.

સમાજોએ ખેતીવાડીનાં યંત્રો મેળવી લેવાની અને કિસાનોને પડતર હિસાબે

પટ્ટે આપવાની જોગવાઈ કરતી કલમમાં ફેરફાર કરીને નવેસરથી કરવામાં આવેલી જોગવાઈ મુજબ, એક તો સમાજોએ રાજ્યની નાણાકીય મદદ મેળવવાની છે, અને બીજી વાત કે નાના કિસાનોના ઉપયોગ માટે યંત્રો મફત પૂરાં પાડવાનાં છે. જે નાના કિસાનોનાં ખેતરો અને ઉત્પાદનની રીતમાં યંત્રોના ઉપયોગની સાવ નજીવી શક્યતા હોય તેમને એ બીજી સવલત બહુ કામની સાબિત નહિ થાય.

વધુમાં,

> "હાલના તમામ સીધા અને આડકતરા કરવેરાઓને બદલે ૩૦૦૦ ફ્રાંકથી વધારે બધી આવકો ઉપર એક જ વૃદ્ધિશીલ કર."

તેને મળતી આવતી માંગ લગભગ દરેક સામાજિક-લોકશાહીવાદી કાર્યક્રમમાં ઘણાં વરસોથી સામેલ રહી છે. પરંતુ એવી માંગ નાના કિસાનોના ખાસ હિતમાં રજૂ થઈ છે એ બાબતમાં કશુંક નવું છે, અને તે માત્ર એટલું જ બતાવે છે કે તેના વાસ્તવિક ક્ષેત્રના સંબંધમાં કેટલી ઓછી ગણતરી કરવામાં આવી છે. ગ્રેટ બ્રિટનનો દાખલો લઈએ. ત્યાં રાજ્યનું બજેટ ૯૦ મિલિયન પાઉંડનું છે. તેમાં આવકવેરાનો ફાળો ૧૩$\frac{૧}{૨}$ થી ૧૪ મિલિયન પાઉંડનો છે. બાકીના ૭૬ મિલિયનનો નાનો ભાગ કારોબારો ઉપરના (ટપાલ અને તારના દરો, ટિકિટ કર) કરવેરામાંથી આવે છે, પરંતુ બહુ મોટો ભાગ વ્યાપક વપરાશની ચીજો ઉપરના કરોમાંથી આવે છે, વસતિના તમામ સભ્યોની આવકોમાં, પરંતુ ખાસ તો વધારે ગરીબ વિભાગોની આવકોમાં, નાની અગમ્ય રકમોના સતત દોહરાતા કાપ મૂકીને કેટલાય મિલિયન પાઉંડ ભેગા કરવામાં આવે છે. હાલના સમાજમાં બીજી કોઈ રીતે રાજ્યનાં ખર્ચોને પહોંચી વળવાનું ભાગ્યે જ શક્ય બને. ધારો કે ગ્રેટ બ્રિટનમાં વૃદ્ધિશીલ સીધો કર લગાવીને ૯૦ મિલિયનની પૂરી રકમ ૧૨૦ પાઉંડની, એટલે કે ૩૦૦૦ ફ્રાંકની, અથવા એથી વધારે આવકો ઉપર લાદી દેવામાં આવે છે. ગીફેનના કથન મુજબ, ૧૮૬૫થી ૧૮૭૫ દરમિયાન સરેરાશ વાર્ષિક સંચય, એકંદર રાષ્ટ્રીય સંપત્તિમાં સરેરાશ વધારો, ૨૪૦ મિલિયન પાઉંડ જેટલો હતો. આપણે ધારણા કરીએ કે હવે તે વાર્ષિક ૩૦૦ મિલિયન પાઉંડ જેટલો હશે. ૯૦ મિલિયન પાઉંડનો કરવેરાનો બોજો એકંદર સંચયના લગભગ ત્રીજા ભાગને ભરખી જાય. બીજા શબ્દોમાં કહીએ તો સમાજવાદી સરકાર સિવાય બીજી કોઈ સરકાર એવું કોઈ કદમ ન જ ઉઠાવી શકે. સમાજવાદીઓ સુકાન સંભાળતા હશે ત્યારે તેમને એવાં એવાં કદમો

અમલમાં મૂકવાનાં રહેશે કે જેમની સરખામણીમાં કરવેરા સંબંધી એ સુધારો તો ખાલી અને સાવ નજીવો તાત્કાલિક ઉકેલ જ ગણાશે, અને નાના કિસાનોની સામે એકદમ જુદી જ સંભાવનાઓ ઉપસ્થિત થઈ જશે.

એવી સમજણ જોવા મળે છે કે કરવેરા સંબંધી એ સુધારા માટે કિસાનોને બહુ લાંબો વખત વાટ જોવી પડશે, એટલે "દરમિયાનમાં" (en attendant) તેમની સામે નીચેની સંભાવના રજૂ કરવામાં આવી છે:

> "જાતમહેનતથી જિંદગી ગુજારતા તમામ કિસાનો માટે જમીનને લગતા કરવેરાની નાબૂદી, અને બધી ગીરવી જમીનના સંબંધમાં એ કરવેરામાં ઘટાડો."

એ માંગનો બીજો ભાગ તો કેવળ એવાં કિસાન ખેતરોને જ લાગુ થઈ શકે કે જે **બહુ મોટાં** હોય અને જેમને માત્ર કુટુંબની જ મહેનતના આધારે ન ચલાવી શકાય. એટલે તેમાં ફરી એવા કિસાનોની તરફેણની જોગવાઈ છે કે જે "દહાડિયાઓનું શોષણ કરતા હોય".

વળી:

> "પ્રાણીઓ તથા માછલાંના જતન માટે તેમ જ ઊગતા પાકની રક્ષા કાજે જરૂરી બને એવા પ્રતિબંધો સિવાય બીજા કશા પ્રતિબંધો વગર શિકાર કરવાના અને માછલાં પકડવાના હકો."

એ માંગ આમ તો બહુ લોકહિતની લાગે છે પરંતુ વાક્યનો અંતનો ભાગ આરંભના ભાગને છેકી નાખે છે. બધા ગ્રામવિસ્તારોમાં આજે પણ એક કિસાન કુટુંબ દીઠ કેટલાં સસલાં, તેતર, અને પાઈક તથા કાર્પ માછલાં છે? દરેક કિસાનને વરસમાં ફક્ત **એક** દિવસ મુક્ત રીતે શિકાર કરવાની અને માછલાં પકડવાની છૂટ આપી શકાય એથી વધારે છે ખરાં?

> "વ્યાજના કાનૂની અને પ્રથાગત દરમાં ઘટાડો..."

એટલે નવતર વ્યાજખોરી કાનૂનો, છેલ્લાં બે હજાર વરસો દરમિયાન દરેક ઠેકાણે હંમેશાં નાકામયાબ થઈ ગયેલું પોલીસ કદમ દાખલ કરવાનો નવતર પ્રયત્ન. નાનો કિસાન એવી હાલતમાં અટવાઈ જાય કે વ્યાજખોરનો આશરો તેને ઓછા અનિષ્ટ જેવો લાગે ત્યારે વ્યાજખોર તેને વ્યાજખોરી સંબંધી કાનૂનોનો ભંગ

કર્યા વગર એકદમ ચૂસી લેવાની રીતો હંમેશાં ગોતી કાઢવાનો જ. એવું પગલું નાના કિસાનને બહુ બહુ તો સાંત્વન આપી શકે, પરંતુ કોઈ જાતનો ફાયદો ન જ પહોંચાડે, એથી ઊલટું, તેને માટે ધિરાણ મેળવવાનું ચોક્કસ એવી વેળાએ જ વધારે મુશ્કેલ બનાવી દે કે જ્યારે તેને વધારેમાં વધારે જરૂર હોય.

"તબીબી સેવા મફત, અને દવાઓ પડતર કિંમતે..."

આ પગલું નાના કિસાનોના રક્ષણનું પગલું કોઈ રીતે નથી જ. જર્મન કાર્યક્રમ એથી આગળ જાય છે અને દવાઓ પણ મફત પૂરી પાડવાની માંગ રજૂ કરે છે.

"લશ્કરી સેવા માટે બોલાવવામાં આવતા અનામત સિપાહીઓનાં કુટુંબોને સેવાના ગાળા દરમિયાન વળતર..."

એવી જોગવાઈ જર્મની તથા ઑસ્ટ્રિયામાં એકદમ અપૂરતી પણ પહેલેથી જ છે, વળી એ કંઈ ખાસ કિસાન માંગ નથી.

"ખાતર તથા ખેતીનાં યંત્રો અને પેદાશોની હેરફેરના વાહનભાડામાં ઘટાડો..."

એ પગલું જર્મનીમાં સામાન્ય રીતે અમલમાં છે અને મુખ્યત્વે મોટા જમીનદારોના હિતનું છે.

"જમીનની સુધારણા અને ખેતીવાડીના ઉત્પાદનના વિકાસ માટે જાહેર બાંધકામની યોજના ઘડવાની દિશામાં તાત્કાલિક તૈયારી કાર્ય..."

એ પગલું બધી બાબતોને અનિશ્ચિતતા અને રૂડાંમઝાનાં વચનોની દુનિયામાં રહેવા દે છે, અને પાછું સૌપ્રથમ તો મોટી જમીનજાગીરોના હિતમાં છે.

ટૂંકમાં, ખેતીવાડીના સંબંધમાં નવો કાર્યક્રમ પ્રસ્તાવનામાં જબરજસ્ત સૈદ્ધાંતિક પ્રયાસ પ્રદર્શિત કરે છે અને પછી અમલી દરખાસ્તોમાં એથીયે ઓછી જાણકારી આપે છે કે ફ્રેંચ કામદાર પાર્ટી, નાના કિસાનોની જમીનના નાના ટુકડાઓ ઉપર તેમની માલિકીને, તેના પોતાના વિધાન મુજબ અફર ખાતમાનું ભવિષ્ય ધરાવતી માલિકીને, જાળવી રાખવાનું કેવી રીતે શક્ય બનાવવાની ધારણા રાખે છે.

એક મુદ્દાના સંબંધમાં આપણા ફ્રેંચ સાથીઓનું ધોરણ તદ્દન ખરું છે: ફ્રાંસમાં નાના કિસાનની **મરજી વિરુદ્ધ** કોઈ પણ કાયમી ક્રાંતિકારી રૂપાંતર શક્ય નથી. પણ મને લાગે છે કે તેઓ કિસાનને પોતાની અસર તળે આણવાની મુરાદ રાખતા હોય તો એ સંબંધમાં ખરી કળ તેમને હાથ નથી લાગી.

લાગે છે કે તેમણે નાના કિસાનને તત્કાળ, શક્ય બને તો આગામી સામાન્ય ચૂંટણીઓ પહેલાં જ, પોતાને પક્ષે જીતી લેવાનો મનસૂબો ઘડી લીધો છે. એવી નેમ સાધી લેવાની આશા તેઓ કેવળ બહુ જોખમી સામાન્ય ખાતરીઓ આપીને જ રાખી શકે, અને એવી ખાતરીઓના બચાવમાં તેમને એથીયે ઘણી વધારે જોખમી સૈદ્ધાંતિક ગણતરીઓ પેશ કરવી પડે છે. વળી, વધારે બારીક પરીક્ષણ કરતાં જોવા મળે છે કે સામાન્ય ખાતરીઓ પોતાનું જ ખંડન કરનારી છે (પોતાની જ જાહેરાત મુજબ અફર ખાતમાનું ભવિષ્ય ધરાવતી સ્થિતિને જાળવી રાખવાનું વચન), અને જુદાંજુદાં પગલાં કાં તો સાવ અસર વગરનાં (વ્યાજખોરી સંબંધી કાનૂનો) છે, અથવા સામાન્ય કામદાર માંગોને કે પછી મોટા જમીનદારોને પણ ફાયદો પહોંચાડતી માંગોને અંકિત કરે છે, અથવા, છેલ્લે, એવાં પગલાં છે કે જે નાના કિસાનોનાં હિતોને આગળ ધપાવવાની બાબતમાં કશું મોટું મહત્ત્વ કોઈ રીતે નથી ધરાવતાં. તેના પરિણામે, કાર્યક્રમનો તાત્કાલિક અમલને લગતો હિસ્સો આપોઆપ જ ગલત આરંભિક હિસ્સાને સુધારી લે છે અને પ્રસ્તાવનાના દેખીતા ભયંકર શબ્દાડંબરને વેતરીને વાસ્તવિક વાજબી પ્રમાણોમાં આણી દે છે.

અમે વાતને સાફ રીતે રજૂ કરી દઈશું: નાના કિસાનોની પૂરી આર્થિક સ્થિતિમાંથી, તેમના ઉછેર તથા એકાકી જીવનરીતિમાંથી, પેદા થયેલા પૂર્વગ્રહોને, મૂડીવાદી અખબારો તથા મોટા જમીનદારોએ પોષેલા પૂર્વગ્રહોને, લક્ષમાં લેતાં આપણે તેમના સમુદાયને માત્ર એવા વચનના આધારે જ આપણા પક્ષે જીતી શકીએ કે જેને પાળવાની આપણી અશક્તિ વિશે આપણે વાકેફ છીએ. એટલે એમ કે આપણે તેમને તેમની ઉપર ધસારો કરતાં બધાં આર્થિક પરિબળોની વિરુદ્ધ ગમે તેવા સંજોગોમાં તેમની મિલકતનું રક્ષણ કરવાનું વચન જ નહિ પરંતુ હાલ તેમને દબાવી રહેલા બોજાઓથી છુટકારાનું વચન પણ આપવું જોઈએ, ગણોતિયાને માલિકમાં પલટાવી નાખવાનું અને ગીરોના ભારને લીધે ઢળી પડતા માલિકનાં કરજો ચૂકવવાનું વચન પણ આપવું જોઈએ. આપણે એમ કરી શકીએ

તો એવા બિંદુએ પહોંચી જઈએ કે જેમાંથી હાલની પરિસ્થિતિ આવશ્યક રીતે નવેસરથી વિકસે. આપણે કિસાનને મુક્ત ન કર્યો હોય પરંતુ માત્ર રાહત પૂરી પાડી હોય.

પરંતુ કિસાનને રાતોરાત આપણા પક્ષે જીતી લેવાનું અને પછી વચન ન પાળી શકીએ એટલે સવારે ખોઈ બેસવાનું આપણા હિતમાં નથી. માલિક તરીકે ચાલુ રહેવાની મંછા ધરાવતો નાનો હાથકારીગર પાર્ટીના સભ્ય તરીકે આપણને જેમ કશા કામનો નથી એમ જ જમીનના નાના ટુકડાના રૂપની પોતાની મિલકત ચાલુ રખાવવાની અપેક્ષા આપણી પાસેથી રાખતો કિસાન પણ પાર્ટીના સભ્ય તરીકે આપણને કશા કામનો નથી. એ લોકો યહૂદી-વિરોધીઓની જમાતના છે. તેઓ ભલે તેમની પાસે જાય, અને પેલાઓ ભલે તેમને તેમના નાના કારોબારો બચાવી લેવાનાં વચનો આપે. એક વાર તેમને ખબર પડશે કે એ ચમકદાર વાક્યોનો ખરો અર્થ શું છે, અને યહૂદી-વિરોધી સ્વર્ગમાંથી કેવી મીઠી સૂરાવલીઓ રેલાવવામાં આવે છે, ત્યારે તેઓ નિરંતર વધતા જતા પ્રમાણમાં સમજતા જશે કે આખર તો આપણે જ, ઓછા ફાયદાનું વચન આપતા અને સાવ જુદી જ દિશામાં ઉગાર ખોળતા આપણે જ, વધારે વિશ્વાસપાત્ર લોકો છીએ. આપણે ત્યાં છે એવો કર્કશ કોલાહલિયો યહૂદી-વિરોધી વાણીવિલાસ ફ્રેંચ લોકોમાં પણ હોત તો તેમણે નાન્તેસની ભૂલ ભાગ્યે જ કરી હોત.

તો પછી નાના કિસાનોના સમુદાયના સંબંધમાં આપણું વલણ કેવું છે? આપણે સત્તાસ્થાને પહોંચી જઈએ ત્યારે તેની જોડે કેવી રીતે કામ લેવાનું રહેશે?

પહેલી વાત: ફ્રેંચ કાર્યક્રમનું એવું વિધાન સાવ સાચું છે કે ભવિષ્યમાં નજર નાખતી વેળા નાના કિસાનનો અનિવાર્ય ખાતમો સાફ દેખાય છે, પણ આપણું કામ તેમાં દખલબાજી કરીને તેને વેગીલો બનાવવાનું કોઈ રીતે નથી જ.

બીજી વાત: એટલું જ દેખીતું છે કે રાજ્ય સત્તા આપણા કબજામાં આવી જાય ત્યારે આપણે મોટા જમીનદારોની મિલકત બળજબરીથી જપ્ત કરી લેવી પડશે, પરંતુ નાના કિસાનોની મિલકત એમ બળજબરીથી જપ્ત કરી લેવાનો (વળતર આપીને કે વળતર વગર) વિચાર પણ આપણે નહિ કરીએ. નાના કિસાનના સંબંધમાં આપણું કર્તવ્ય સૌપ્રથમ તો તેના ખાનગી કારોબાર તથા ખાનગી મિલકતનું સંક્રમણ સહકારી કારોબાર તથા મિલકતમાં સાધવાનું છે, પરંતુ બળજબરીથી નહિ, ઉદાહરણના આધારે તથા એ દિશામાં સામાજિક સહાય પૂરી પાડીને. વળી, નાના કિસાનને સંભવિત ફાયદાઓ, આજે પણ તેની

નજરમાં સ્પષ્ટ હોવા જોઈએ એવા ફાયદાઓ, બતાવી આપવાનો પુષ્કળ સાધનસરંજામ આપણી પાસે હશે.

ડેનીશ સમાજવાદીઓના દેશમાં ખરું શહેર માત્ર એક જ છે — કોપનહેગન — એટલે તેમને શહેર બહાર લગભગ એકલા કિસાન પ્રચાર ઉપર જ આધાર રાખવો પડે છે, અને તેમણે લગભગ વીસ વરસ પહેલાં એવી યોજનાઓ ઘડવાનું શરૂ કરી દીધું હતું. ગામના કે મહાલના કિસાનો — ડેન્માર્કમાં ઘરબારવાળાં મોટાં વ્યક્તિગત વાડીખેતરો ઘણાં છે — પોતાની જમીનને પરસ્પર જોડી દઈને વિશાળ ખેતરની રચના કરે, તેમાં સહિયારા હિસાબે ખેતી કરે, અને પેદાશની વહેંચણી જમીન, પૈસા, તથા મહેનતના સંબંધમાં દરેકના ફાળાના પ્રમાણ મુજબ કરી લે. ડેન્માર્કમાં નાની જમીન મિલકત કેવળ ગૌણ ભૂમિકા ભજવે છે. પરંતુ આપણે એ ખ્યાલને જમીનના નાના ટુકડાઓના રૂપની મિલકતના વિસ્તારમાં લાગુ કરીએ તો આપણને જોવા મળશે કે એવા નાના ટુકડાઓને જોડી દઈને કુલ વિસ્તારમાં મોટા પાયાની ખેતી કરવામાં આવે તો ત્યાં અગાઉ વપરાતી શ્રમશક્તિનો અમુક હિસ્સો ફાલતુ બની જશે. ચોક્કસ એવી બચત જ મોટા પાયાની ખેતીના એક મુખ્ય લાભને અંકિત કરે છે. એ શ્રમશક્તિનો ઉપયોગ બે રીતે કરી શકાય. કાં તો વિસ્તારની મોટી જાગીરોમાંથી લઈ લેવામાં આવેલી વધારાની જમીન કિસાનોની સહકારીને ઉપયોગ માટે સોંપી દેવામાં આવે, અથવા સંબંધિત કિસાનોને, મુખ્યત્વે અને બને ત્યાં સુધી તેમના પોતાના વપરાશ માટે, સહાયક ધંધા તરીકે કોઈ ઉદ્યોગ ચલાવવા સાધનસામગ્રી તથા તક પૂરી પાડવામાં આવે. બેમાંથી ગમે તે દાખલામાં તેમની આર્થિક સ્થિતિ સુધરે, અને સાથોસાથ સામાન્ય સામાજિક સંચાલક સંઘટનને કિસાનોની સહકારીનું રૂપાંતર ઉચ્ચતર રૂપમાં સાધવા માટે, તથા આખી સહકારીના તેમ જ તેના અલગ અલગ સભ્યોના અધિકારો તથા ફરજોને સમગ્ર સમાજના બીજા વિભાગોના અધિકારો તથા ફરજોની જોડે સમસપાટીએ આણવા માટે, જરૂરી અસરની ખાતરી મળે. દરેક ખાસ દાખલામાં તેના અમલની રીતનો આધાર સંબંધિત દાખલાના સંજોગો ઉપર તથા આપણે રાજકીય સત્તા કબજે કરી લઈએ તે વેળાની પરિસ્થિતિ ઉપર રહેશે. એ રીતે શક્ય છે કે આપણે એવી સહકારીઓને એથીયે વધારે સવલતો આપી શકીએ: તેમની પૂરી ગીરો-કરજદારી રાષ્ટ્રીય બૅંક પોતાને હસ્તક લઈ લે અને સાથોસાથ વ્યાજનો દર એકદમ ઘટાડી નાખવામાં આવે, મોટા પાયાના ઉત્પાદનની સ્થાપના માટે જાહેર ભંડોળોમાંથી ધિરાણો પૂરાં પાડવામાં આવે (આવશ્યક રીતે કે મુખ્યત્વે નાણાના રૂપમાં નહિ પણ જરૂરી પેદાશોના રૂપમાં,

દાખલા તરીકે યંત્રો, કૃત્રિમ ખાતર, વગેરે), અને બીજી એવી સવલતો.

મુખ્ય મુદ્દો કિસાનોને એમ સમજાવવાનો છે કે આપણે તેમનાં ઘરો તથા ખેતરોને સહકારના આધારે સંચાલિત સહકારી મિલકતમાં પલટાવી નાખીને જ બચાવી તથા જાળવી રાખી શકીએ. અને એ બાબત ભવિષ્યમાં પણ મુખ્ય મુદ્દાના સ્થાને રહેશે. વ્યક્તિગત માલિકીના આધારે નિર્ધારિત વ્યક્તિગત ખેતીવાડી જ ચોક્કસ રીતે કિસાનોને તેમના નિકંદનની દિશામાં ધકેલી રહી છે. તેઓ વ્યક્તિગત કારોબારને વળગી રહેશે તો અનિવાર્ય રીતે પોતાનાં ઘરબારમાંથી હકાલપટ્ટીના ભોગ બનશે, અને તેમની જરીપુરાણી ઉત્પાદન રીતિનું સ્થાન મોટા પાયાનું મૂડીવાદી ઉત્પાદન લઈ લેશે. પરિસ્થિતિ એવી છે. હવે આપણે આગળ આવીને કિસાનોને તક આપીએ છીએ કે તેઓ પોતે જ મોટા પાયાનું ઉત્પાદન દાખલ કરે, મૂડીદારોના હિસાબે નહિ પરંતુ તેમના પોતાના સહિયારા હિસાબે. કિસાનોને એમ સમજાવવાનું શું ખરેખર અશક્ય છે કે એ બાબત તેમના હિતમાં છે, તેમના ઉદ્ધારનો એકમાત્ર ઉપાય છે?

આપણે જમીનના નાના ટુકડાના માલિક કિસાનોને, મૂડીવાદી ઉત્પાદનની પારાવાર શક્તિની સામે તેમની વ્યક્તિગત મિલકત તથા વ્યક્તિગત કારોબાર બચાવી રાખવાનું વચન, હાલ પણ ન આપી શકીએ અને ભવિષ્યમાં ક્યારેય પણ ન આપી શકીએ. આપણે તેમને માત્ર એટલું જ વચન આપી શકીએ કે તેમના મિલકત સંબંધોમાં બળજબરીથી, તેમની મરજી વિરુદ્ધ, દખલબાજી નહિ કરીએ. એ ઉપરાંત, આપણે હિમાયત કરી શકીએ કે નાના કિસાનોની વિરુદ્ધ મૂડીદારો તથા મોટા જમીનદારોના સંઘર્ષમાં હવેથી બેઈમાન રીતો ઓછામાં ઓછી વાપરવામાં આવે, અને બેહદ વધારે વાર ચલાવવામાં આવતી સીધી લૂંટ તથા છેતરપિંડીને બને એટલી અટકાવી દેવામાં આવે. તેમાં આપણને કેવળ અપવાદના દાખલાઓમાં જ કામયાબી મળશે. ઉત્પાદનની વિકસિત મૂડીવાદી રીતમાં કોઈ કહી ન શકે કે ઈમાનદારી ક્યાં પૂરી થાય છે અને છેતરપિંડી ક્યાં શરૂ થાય છે. પરંતુ જાહેર સત્તા છેતરનારના પક્ષે છે કે છેતરાઈ જનારના પક્ષે છે, એ બાબતથી હંમેશાં સારી પેઠે ફરક પડશે. આપણે બેશક પાકે પાયે નાના કિસાનના પક્ષે છીએ, અને તેની હાલત વધારે સહ્ય બનાવવાની દિશામાં, તે નક્કી કરે તો સહકારીમાં તેના સંક્રમણને સરળ બનાવવાની દિશામાં, અને તે હજી એમ નક્કી ન કરી શકતો હોય તો બાબતનો વિચાર કરી લેવા તેની જમીનના નાનકડા ટુકડામાં લંબાતા ગાળા દરમિયાન ચાલુ રહેવાનું તેને માટે શક્ય બનાવવાની દિશામાં જેટલું કોઈ રીતે થઈ શકે એટલું બધું આપણે જરૂર કરીશું. આપણે

એમ કરીશું કારણ કે પોતાની મહેનતના આધારે જિંદગી ગુજારતા નાના કિસાનને આપણે વાસ્તવમાં પોતીકો ગણીએ છીએ એટલું જ નહિ પરંતુ એમ કરવાનું પાર્ટીના સીધા હિતમાં પણ છે. આપણે જેટલા વધારે કિસાનોને, તેઓ વસ્તુગત રીતે સર્વહારા વર્ગમાં ફેંકાઈ જાય તે પહેલાં, બચાવી શકીએ, તેઓ હજી કિસાનો હોય ત્યારે જ આપણા પક્ષે જીતી લઈ શકીએ, એટલી વધારે ઝડપથી અને સહેલાઈથી સામાજિક રૂપાંતર સાધી શકાશે. મૂડીવાદી ઉત્પાદન દરેક ઠેકાણે વિકાસ પામીને છેવટનાં પરિણામોની કક્ષાએ પહોંચી જાય, છેલ્લો નાનો હાથકારીગર અને છેલ્લો નાનો કિસાન મોટા પાયાના મૂડીવાદી ઉત્પાદનનો શિકાર બની જાય, ત્યાં સુધી એ સામાજિક રૂપાં તરની વાટ જોતા બેસી રહેવાથી આપણને કશો ફાયદો નહિ થાય. તેને માટે કિસાનોના હિતમાં અને જાહેર ભંડોળોના ખરચે જે ભૌતિક કુરબાની કરવી પડે તેને મૂડીવાદી અર્થતંત્રની દૃષ્ટિએ નાણાની બરબાદી ગણાવી શકાય, પરંતુ તે સરસ રોકાણ છે કારણ કે એથી સામાન્ય સામાજિક પુનર્ઘટનાના ખર્ચમાં કદાચ દસ ગણી બચત થાય. એટલે, એવા અર્થમાં આપણે કિસાનોની જોડે બહુ ઉદાર વલણ રાખી શકીએ. અહીંયાં વિગતોમાં ઊતરવાનું અને એ દિશામાં વાસ્તવિક દરખાસ્તો રજૂ કરવાનું અસ્થાને ગણાશે, અહીંયાં તો કેવળ સામાન્ય સિદ્ધાંતોની છણાવટ જ થઈ શકે.

એટલે, આપણે જમીનના નાના ટુકડાઓની માલિકી કાયમને માટે જાળવી રાખવાનો ઈરાદો ધરાવતા હોવાની ભલે ખાલી છાપ જ ઊભી કરતાં હોય એવાં વચનો આપીએ તો પાર્ટીને તેમ જ નાના કિસાનોને ભારે નુકસાન કરીએ, બીજી કોઈ બાબત કરતાં વધારે નુકસાન કરીએ. તેનો અર્થ તત્કાળ કિસાનોની મુક્તિના માર્ગને અવરોધવાનો અને પાર્ટીને ધાંધલખોર યહૂદી-વિરોધની કક્ષાએ ઉતારી પાડવાનો થાય. એથી ઊલટું, આપણી પાર્ટી કિસાનોને ફરીફરીને સમજાવવા ફરજથી બંધાયેલી છે કે જ્યાં સુધી મૂડીવાદની આણ ફેલાયેલી છે ત્યાં સુધી તેમની દશા તદ્દન નિરુપાય છે, જમીનના નાના ટુકડાઓની તેમની માલિકીને એમ ને એમ જાળવી રાખવાનું તદ્દન અશક્ય છે, જેવી રીતે રેલગાડી ઠેલાને ચગદી નાખતી નીકળી જાય એવી જ રીતે મોટા પાયાનું મૂડીવાદી ઉત્પાદન તેમના નાના પાયાના ઉત્પાદનની નાકૌવત જરીપુરાણી પદ્ધતિને એકદમ ચોક્કસ કચડી નાખશે જ. આપણે એટલું કરીએ તો આર્થિક વિકાસના અનિવાર્ય વહેણને અનુરૂપ કૃત્ય કરીશું, અને એ વિકાસ આપણા શબ્દોને નાના કિસાનોની સમજણમાં ઉતારી દીધા વગર નહિ રહે.

અહીંયાં પ્રસંગોચિત ઉલ્લેખ કરી લઉં કે હું મારા મનની એક ખાતરીને

વ્યક્ત કર્યા વગર આ વિષયને છોડી ન શકું. મને ખાતરી છે કે નાન્તેસ કાર્યક્રમ ઘડનારાઓ પણ તાત્ત્વિક દૃષ્ટિએ મારા જેવો જ અભિપ્રાય ધરાવે છે. તેઓ ભારે ઊંડી સૂઝ ધરાવે છે, એટલે જાણતા ન હોવાનો સંભવ જ નથી કે હાલ જમીનના નાના ટુકડાઓના રૂપની મિલકતમાં વિભાજિત વિસ્તારો પણ ચોક્કસ સહિયારી મિલકત બની જવાના. તેઓ પોતે કબૂલ કરે છે જમીનના નાના ટુકડાઓની માલિકી ભવિષ્યમાં અદૃશ્ય થઈ જવાની છે. લાફાર્ગે ઘડી કાઢેલા અને નાન્તેસની કૉંગ્રેસમાં રજૂ કરવામાં આવેલા રાષ્ટ્રીય સમિતિના રિપોર્ટમાં પણ એ જ વિચારને પૂરો ટેકો આપવામાં આવ્યો છે. એ રિપોર્ટ બર્લિનના «*Sozialdemokrat*»માં[41] ચાલુ વર્ષના ઑક્ટોબરની ૧૮મી તારીખે જર્મન ભાષામાં પ્રગટ થયો છે. નાન્તેસ કાર્યક્રમમાં કરવામાં આવેલાં વિધાનોનું આંતરવિરોધી સ્વરૂપ જ એવી હકીકતને છતી કરી દે છે કે કાર્યક્રમના ઘડનારાઓએ વાસ્તવમાં જે કહ્યું છે એ તેઓ ખરેખર નથી કહેવા માગતા. તેમની વાત સમજવામાં ન આવતી હોય અને તેમનાં નિવેદનોનો ખોટો ઉપયોગ થતો હોય— હકીકતમાં એમ બની ચૂક્યું છે—તો તેમાં બેશક તેમનો પોતાનો જ વાંક છે. ગમે તેમ પણ તેમને પોતાનો કાર્યક્રમ સાફ રીતે સમજાવવો પડશે અને આગામી ફ્રેંચ કૉંગ્રેસમાં તેની સર્વાંગી સુધારણા કરવી પડશે.

હવે અમે વધારે મોટા ખેડૂતોની બાબત લઈશું. એ સંબંધમાં, વારસાના ભાગલાઓ તેમ જ કરજદારી તથા જબરજસ્તીનાં વેચાણોને લીધે થયેલાં વિભાજનોના પરિણામે આપણને વચગાળાની કક્ષાઓની, જમીનના નાના ટુકડાના માલિક કિસાનથી લઈને બાપીકી મિલકતને જાળવી રાખનારા તથા તેમાં ઉમેરો પણ કરનારા મોટા ખેડૂત માલિક સુધીની કક્ષાઓની, વૈવિધ્યસભર ભાત જોવા મળે છે. જ્યાં મધ્યમ કિસાન નાના માલિક કિસાનોની વચ્ચે રહેતો હોય છે ત્યાં તેનાં હિતો અને વિચારો નાના માલિક કિસાનોનાં હિતો અને વિચારોથી બહુ જુદાં નહિ હોય, તે પોતાના અનુભવમાંથી જાણતો હોય છે કે તેના જેવા કેટલા બધા કિસાનો નીચે સરકીને નાના કિસાનોના સ્તરે ઊતરી ગયેલા છે. પરંતુ જ્યાં મધ્યમ અને મોટા ખેડૂતો વર્ચસ્વની સ્થિતિમાં હોય, અને ખેતરોના કારોબારમાં સામાન્ય રીતે સ્ત્રીપુરુષ નોકરોની જરૂર પડતી હોય, ત્યાં વાત સાવ જુદી જ હોય છે. કામદારોની પાર્ટીને બેશક સૌપ્રથમ તો રોજી-કામદારો વતી, એટલે કે સ્ત્રીપુરુષ નોકરો તથા દહાડિયાઓ વતી, લડવાનું હોય છે. કામદારોની રોજી-ગુલામી ચાલુ રાખવાની બાબત જેમાં સામેલ હોય એવાં કોઈ વચનો કિસાનોને આપવાનું નિર્વિવાદ રીતે વર્જિત છે. પરંતુ મોટા

અને મધ્યમ કિસાનો જ્યાં સુધી એવી સ્થિતિમાં હયાત રહે ત્યાં સુધી રોજી-કામદારો વગર કામ ન ચલાવી શકે. એટલે, જમીનના નાના ટુકડાઓના માલિક કિસાનોની સામે તેમની એવી સ્થિતિ કાયમ ચાલુ રખાવવાની સંભાવનાઓ રજૂ કરવામાં આપણે ઉઘાડી મૂર્ખાઈ કરતા હોઈએ તો મોટા અને મધ્યમ ખેડૂતોને એવું વચન આપવામાં દગાખોરી સુધી પહોંચી જતું કૃત્ય કરીએ.

અહીંયાં આપણી સામે તેને મળતો આવતો શહેરોના હાથકારીગરોનો સવાલ ઉપસ્થિત થઈ જાય છે. ખરી વાત છે કે તેઓ કિસાનો કરતાં વધારે પાયમાલ થઈ ગયેલા છે. પરંતુ હજી કેટલાક એવા હાથકારીગરો છે કે જે તાલીમીઓ ઉપરાંત બીજા કારીગરોને વેતન આપીને કામે રાખે છે, અથવા જેમને માટે તાલીમીઓ વેતનદાર કારીગરોનું કામ કરતા હોય છે. એવા માલિક કારીગરોમાંથી જે એવી હયાતી ચાલુ રાખવા માગતા હોય તે ભલે યહૂદી-વિરોધીઓની સાથે ભળી જાય, એ દિશામાંથી પણ કશી મદદ ન મળતી હોવાની ખાતરી થઈ જાય ત્યાં સુધી તેમની જોડે ભળેલા રહે. બાકીના હાથકારીગરો, પોતાના ઉત્પાદનની રીતના અનિવાર્ય ખાતમાની વાત સમજી ગયેલા કારીગરો, આપણા પક્ષે આવી રહ્યા છે અને, વધુમાં, બીજા બધા કામદારો માટે નિર્ધારિત દશામાં ભવિષ્યમાં સહભાગી બનવા તૈયાર છે. એ જ વાત મોટા તથા મધ્યમ ખેડૂતોને લાગુ થાય છે. વાત સાફ છે કે આપણને ખુદ તેમના કરતાં તેમની નોકરી કરનારાં સ્ત્રીપુરુષોમાં વધારે દિલચસ્પી છે. એ ખેડૂતો પોતાના કારોબારના સતત અસ્તિત્વની ગૅરંટી માગતા હોય તો આપણે તેમને એ સંબંધમાં કોઈ જાતની ખાતરી આપવાની સ્થિતિમાં નથી. એવા સંજોગોમાં તેમણે યહૂદી-વિરોધીઓ, કિસાન સંઘવાળાઓ, અને દરેક જાતનાં વચનો આપીને પરંતુ એકેય વચન ન પાળીને ખુશ થતી બીજી એવી પાર્ટીઓમાં ભળી જવું જોઈએ. આર્થિક દૃષ્ટિએ જોતાં અમને ખાતરી છે કે મોટા અને મધ્યમ ખેડૂતો પણ એવી જ રીતે મૂડીવાદી ઉત્પાદન તથા સસ્તા પરદેશી અનાજની હરીફાઈ સામે અનિવાર્ય રીતે ઢળી પડશે. તેની સાબિતી એ ખેડૂતોના સંબંધમાં પણ વધતી જતી કરજદારીમાં, તથા દરેક ઠેકાણે સાફ દેખાઈ આવતી પડતીમાં, જોવા મળે છે. આપણે એ પડતીની સામે કશું જ કરી શકીએ એમ નથી, સિવાય કે એ બાબતમાં પણ ખેતરોને સાંકળી લઈને સહકારી કારોબાર સ્થાપવાની ભલામણ કરીએ. એવી સહકારીઓમાં મજૂરીના શોષણનું વધારે ને વધારે નિવારણ થતું જશે, અને વિશાળ રાષ્ટ્રીય સહકારીની શાખાઓમાં, સમાન અધિકારો માણતી અને

ફરજો ધરાવતી શાખાઓમાં, તેમનું ધીરેધીરે રૂપાંતર શરૂ કરી શકાશે. એ કિસાનો તેમના ઉત્પાદનની વર્તમાન રીતના ખાતમાની અનિવાર્યતાને સમજી લે, અને તેમાંથી જરૂરી તારવણીઓ કરી લે, તો તેઓ આપણી પાસે આવશે, અને તેમને પણ ઉત્પાદનની પલટાયેલી રીતમાં સંક્રમણ સાધવામાં પૂરી શક્તિ લગાવીને મદદ કરવાની બાબત આપણી ફરજ બની રહેશે. નહિતર આપણે તેમને નસીબના આધારે છોડી દેવા પડશે, તેમના રોજી-કામદારોનો સવાલ હાથમાં લેવો પડશે, અને એ કામદારોની હમદર્દી મેળવવામાં આપણે નિષ્ફળ નહિ થઈએ. મોટો સંભવ છે કે એ સંબંધમાં પણ આપણે બળજબરીની જપ્તી કરવાનું ટાળી શકીશું, અને બાકીની બાબતમાં એવી આશાનું વલણ અપનાવી શકીશું કે ભાવિ આર્થિક ઘટનાઓ એ કઠણ ડોચકાંઓમાંયે અક્કલનું અજવાળું ફેલાવી શકશે.

માત્ર મોટી જમીનજાગીરોમાં જ એકદમ સાદો દાખલો જોવા મળે છે. એ સંબંધમાં આપણે ઉઘાડા મૂડીવાદી ઉત્પાદન સાથે કામ લેવાનું છે, અને કોઈ પણ જાતના અંદેશાઓને લીધે સંયમ જાળવવાની કશી જરૂર નથી. તેમાં આપણી સમક્ષ ગ્રામીણ સર્વહારાઓના સમુદાયો છે અને આપણું કર્તવ્ય સાફ છે. રાજકીય સત્તા આપણી પાર્ટીના હાથમાં આવી જાય કે તરત તેણે ઉદ્યોગના ક્ષેત્રમાં કારખાનદારોની મિલકતની જેમ જ મોટા જમીનદારોની મિલકત પણ સીધીસાદી રીતે જપ્ત કરી લેવાની છે. એવી જપ્તીનું કશું વળતર આપવામાં આવશે કે નહિ તેનો આધાર મોટે ભાગે તો આપણી ઉપર નહિ પરંતુ જે સંજોગોમાં આપણે સત્તા હાંસલ કરી લઈએ તેની ઉપર રહેશે, અને ખાસ કરીને તો ખુદ એ સજ્જનોના, મોટા જમીનદારોના, વલણ ઉપર રહેશે. આપણે વળતરને કોઈ પણ સંજોગોમાં વર્જિત બેશક નથી ગણતા. માર્ક્સે મને જણાવ્યું છે (અને કેટલી બધી વાર!) કે આપણે એ આખી જમીનને ખરીદી લઈ શકીએ તો આપણને સોદો વધારેમાં વધારે સસ્તો પડે. પરંતુ અહીંયાં આપણને એ બાબત જોડે સંબંધ નથી. એવી રીતે સમાજના હાથમાં પાછી આવી જતી મોટી જમીનજાગીરો, તેમાં પહેલેથી જ ખેતી કરતા ગ્રામીણ મજૂરોને, સુપરત કરી દેવાની છે અને સહકારીઓમાં સંઘટિત કરી લેવાની છે, સમાજના નિયંત્રણ હેઠળ સહકારીઓના ઉપયોગ તથા કલ્યાણ માટે તેમને ફાળવી દેવાની છે. તેમના ભોગવટાની શરતો વિશે હાલ કંઈ જ કહી શકાય એમ નથી. ગમે તેમ પણ, મિસ્ટર ક્રૂપના અથવા મિસ્ટર ફોન શ્ટુમના કારખાનાની જેમ જ એ સંબંધમાંયે મૂડીવાદી કારોબારને સામાજિક કારોબારમાં પલટાવી નાખવાની પૂરી તૈયારી થઈ ગયેલી છે અને તેને રાતોરાત અમલી જામા પહેરાવી શકાય એમ છે. અને

એ ખેતીવાડી સહકારીઓનો દાખલો હજી પ્રતિકાર કરતા નાના કિસાન માલિકોમાંના આખરી માણસને, તથા ચોક્કસ ઘણા મોટા ખેડૂતોને પણ, મોટા પાયાના સહકારી ઉત્પાદનના ફાયદાઓની ખાતરી કરાવી દેશે.

એ રીતે આપણે ઔદ્યોગિક કામદારો સમક્ષ ઉપસ્થિત થયેલી સંભાવનાઓ જેવી જ તેજસ્વી સંભાવનાઓ ગ્રામીણ સર્વહારાઓ માટે પણ ઊભી કરી શકીએ, અને એલ્બેના પૂર્વ વિસ્તારમાં પ્રશિયાના ગ્રામીણ મજૂરોને આપણા પક્ષે જીતી લેવાની બાબતમાં કેવળ સમયનો જ, વળી તે પણ બહુ ટુંકા સમયનો જ, સવાલ રહે. એક વાર એલ્બેના પૂર્વ વિસ્તારના ગ્રામીણ મજૂરો આપણા પક્ષે આવી જાય એટલે આખા જર્મનીમાં જુદો જ પવન ફૂંકાવા લાગશે. એલ્બેના પૂર્વ વિસ્તારના ગ્રામીણ મજૂરોની વસ્તુગત અર્ધ-ગુલામી પ્રશિયન જમીનદારીના વર્ચસ્વનો, અને એ રીતે જર્મનીમાં પ્રશિયાની વિશિષ્ટ હાકેમીનો, મુખ્ય આધાર બની રહેલી છે. એલ્બેના પૂર્વ વિસ્તારના જમીનદારોએ જ નોકરશાહીના તેમ જ લશ્કરી અફસરોના—જમીનદારોના—સમૂહના વિશિષ્ટ પ્રશિયન સ્વરૂપનું સર્જન કર્યું છે. એ જમીનદારો કરજદારી તથા ગરીબીને લીધે, તેમ જ રાજ્યના તથા ખાનગી ભોગે બેઠાખાઉપણાને કારણે, વધારે ને વધારે પાયમાલીમાં ગરકાવ થતા જાય છે. એ જ કારણસર તેઓ પોતાને હસ્તકની સત્તાને વધારે ને વધારે ઝનૂનથી વળગી રહે છે. એ જમીનદારોના તોર, ધર્માંધતા, અને મગરૂરીએ પ્રશિયન રાષ્ટ્રના જર્મન રેઈખને[42] દેશની અંદર આટલા ધિક્કારની હાલતમાં—હાલના સમયે એ રેઈખ જ એકમાત્ર એવું રૂપ છે કે જેમાં હવે રાષ્ટ્રીય એકતા સાધી શકાય એમ છે, એ હકીકતને લક્ષમાં રાખીને પૂરી છૂટ મૂકવામાં આવે તોપણ—અને પરદેશોમાં તેજસ્વી વિજયો છતાં આટલા ઓછા આદરની સ્થિતિમાં આણી દીધું છે. એ જમીનદારોની સત્તા એવી હકીકત ઉપર આધારિત છે કે સાત પુરાણા પ્રશિયન પ્રાંતોના સુઘટિત પ્રદેશમાં — એટલે કે રેઈખના સમગ્ર પ્રદેશના લગભગ ત્રીજા ભાગમાં—તેમના હાથમાં જમીનરૂપી મિલકત છે, અને ત્યાં એવી મિલકત તેમને ભેગાભેગી સામાજિક તથા રાજકીય સત્તા પણ અપાવે છે. વળી કેવળ જમીનરૂપી મિલકત જ નહિ પરંતુ બીટની સાકરની મિલો તથા દારૂ ગાળવાનાં મથકો તેમ જ એ વિસ્તારના અત્યંત મહત્ત્વના ઉદ્યોગો મારફત પણ તેમને એવી સત્તા મળે છે. બાકીના જર્મનીના મોટા જમીનદારો કે ઉદ્યોગપતિઓ એવી સાનુકૂળ સ્થિતિમાં નથી, એવું સુઘટિત રાજ પોતાને હસ્તક નથી ધરાવતા. તેઓ બહોળા વિસ્તારમાં વીખરાયેલા પડ્યા છે અને આર્થિક તથા સામાજિક વર્ચસ્વ માટે માંહોમાંહે તેમ જ તેમની

આસપાસનાં બીજાં સામાજિક તત્ત્વો સાથે હરીફાઈ કરતા રહે છે. પરંતુ પ્રશિયન જમીનદારોના એવા વર્ચસ્વનો આર્થિક પાયો લગાતાર કથળી રહ્યો છે. તેમને રાજ્યની બધી મદદ છતાં (ફ્રેડરિક બીજાના વખતથી એવી મદદની જોગવાઈ દરેક રીતસરના જમીનદારિયા અંદાજપત્રમાં સામેલ હોય છે) તેમની અંદર પણ કરજદારી અને ગરીબી અદમ્ય રીતે ફેલાઈ રહી છે. કાનૂન તથા પ્રથાની બહાલી ધરાવતી વસ્તુગત અર્ધ-ખેતગુલામી અને તેમાંથી પરિણમતી ગ્રામીણ મજૂરોના બેહદ શોષણની શક્યતા જ ડૂબતા પ્રશિયન જમીનદારોનાં ડોકાંને પાણીની બહાર રાખે છે. એ મજૂરોની અંદર સામાજિક-લોકશાહીવાદનાં બી વાવી દો, તેમને પોતાના અધિકારોનો તકાદો કરવાની હિંમત બંધાવો અને સંગઠનમાં સાંકળી લો, એટલે પ્રશિયન જમીનદારોના ગૌરવનો અંત આવી જશે. આખા યુરોપના સંબંધમાં રૂસી ઝારશાહી જે તત્ત્વનું પ્રતિનિધિત્વ કરે છે એ જ જંગલી ધાડપાડુ તત્ત્વનું પ્રતિનિધિત્વ જર્મનીના સંબંધમાં કરતી મોટી પ્રત્યાઘાતી સત્તા ભાંગી પડશે, જેવી રીતે પરપોટો વીંધાઈ જતાં જ ભાંગી જાય એવી રીતે ભાંગી પડશે. પ્રશિયન લશ્કરની "ચુનંદી રેજિમેન્ટો" સામાજિક-લોકશાહીવાદી બની જશે, સત્તામાં ફેરબદલી થઈ જશે, અને એ ફેરબદલીના ગર્ભમાં આખી ઉથલપાથલ સમાયેલી છે. પરંતુ એ કારણે પશ્ચિમ જર્મનીના નાના કિસાનોને કે પછી દક્ષિણ જર્મનીના મધ્યમ કિસાનોનેય આપણી તરફ ખેંચી લેવાની બાબત કરતાં, એલ્બેના પૂર્વ વિસ્તારના ગ્રામીણ સર્વહારાઓને આપણા પક્ષે જીતી લેવાની બાબત, પારાવાર વધારે મહત્ત્વ ધરાવે છે. આપણા ધ્યેયની નિર્ણાયક લડાઈ ત્યાં એલ્બેના પૂર્વ વિસ્તારના પ્રશિયામાં લડવી પડશે, અને એ જ કારણસર સરકાર તેમ જ જમીનદારો આપણને ત્યાં પહોંચી જતા અટકાવવાની કોશિશ પૂરી તાકાત લગાવીને કરશે. અને આપણને જે ધમકીઓ આપવામાં આવી છે તે મુજબ, આપણી પાર્ટીના ફેલાવાને અવરોધવા માટે નવાં જુલમી કદમો અજમાવવામાં આવશે તો તેમાં મુખ્ય હેતુ એલ્બેના પૂર્વ વિસ્તારના ગ્રામીણ સર્વહારાઓને આપણા પ્રચારથી બચાવી રાખવાનો જ હશે. પરંતુ આપણે માટે તો બધું એકસરખું જ છે. તેમ છતાં આપણે તેમને આપણા પક્ષે જીતી લઈશું.

૧૮૯૪ના નવેંબરની
૧૫ અને ૨૨મી તારીખ
દરમિયાન લિખિત
«*Die Neue Zeit*» સામયિકના
પ્રથમ ગ્રંથના ૧૦મા અંકમાં
૧૮૯૪-૯૫માં પ્રકાશિત

## કાર્લ માર્ક્સ

# ફ્રાંસમાં વર્ગસંઘર્ષો — ૧૮૪૮થી ૧૮૫૦[43]

## ફ્રેડરિક એંગેલ્સની પ્રસ્તાવના

અહીંયાં ફરી પ્રકાશિત આ કૃતિમાં માર્ક્સે વર્તમાન ઈતિહાસના એક હિસ્સાનો ખુલાસો તેમની ભૌતિકવાદી વિભાવના થકી ચોક્કસ આર્થિક પરિસ્થિતિના આધારે આપવાનો પહેલો પ્રયત્ન કર્યો હતો. 'કોમ્યુનિસ્ટ જાહેરનામું'[44]માં સિદ્ધાંતને બહોળી રૂપરેખામાં સમગ્ર આધુનિક ઈતિહાસ ઉપર લાગુ કરવામાં આવ્યો હતો, «*Neue Rheinische Zeitung*»માં [45] માર્ક્સના તથા મારા લેખોમાં તેને ચાલુ સમયની રાજકીય ઘટનાઓના અર્થઘટન માટે સતત ઉપયોગમાં લેવામાં આવ્યો હતો. અહીંયાં સવાલ એથી નિરાળો હતો, કેટલાંક વર્ષોને આવરી લેતા વિકાસના, આખા યુરોપ માટે જેટલો લાક્ષણિક હતો એટલા જ નિર્ણાયક વિકાસના, ક્રમમાં આંતરિક કારણાત્મક જોડાણ પ્રદર્શિત કરવાનો હતો, એટલે લેખકની વિભાવના મુજબ રાજકીય ઘટનાઓનું મૂળ પાછું એવાં કારણોની, જે આખરી પૃથક્કરણમાં આર્થિક કારણો હતાં તેમની, અસરો સુધી ગોતી કાઢવાનો હતો.

ઘટનાઓને અને ઘટનાઓની હારમાળાને ચાલુ ઈતિહાસના આધારે મૂલવવામાં આવે તો **મૂળ** આર્થિક કારણો સુધી પાછા જવાનું કદી શક્ય ન બને. આજે પણ, સંબંધિત વિશિષ્ટ અખબારો આટલી વિપુલ સામગ્રી પૂરી પાડે છે ત્યારે પણ, ઈંગ્લૅંડમાંયે, વિશ્વબજારના માળખાની અંદર ઉદ્યોગ તથા વ્યાપારની ગતિનું, તેમ જ ઉત્પાદનની રીતોમાં થતાં પરિવર્તનોનું, ધ્યાન રોજરોજ એવી રીતે રાખવાનું અશક્ય બની રહે છે કે જેથી એ બહુવિધ, જટિલ, તથા નિરંતર પલટાતાં ઘટકોમાંથી સમયના કોઈ એક બિંદુના સંબંધમાં સામાન્ય નિષ્કર્ષ તારવી શકાય, વળી તેમાંથી વધારેમાં વધારે મહત્ત્વનાં ઘટકો સામાન્ય રીતે લાંબા સમય સુધી ગુપ્ત રીતે કામગીરી કરતાં રહે છે, અને પછી એકાએક પોતાની અસર સપાટી ઉપર એકદમ જોરથી વરતાવી દે છે. કોઈ ચોક્કસ ગાળાના

આર્થિક ઇતિહાસનું સ્પષ્ટ સર્વેક્ષણ ત્યારના ચાલુ સમયે કોઈ રીતે ન થઈ શકે, આગળ જતાં જ થઈ શકે, માહિતી એકઠી કરી લીધા પછી અને તેમાંથી નોખીનોખી તારવણીઓ કરી લીધા પછી જ થઈ શકે. એ સંબંધમાં આંકડાઓ આવશ્યક સહાયક સાધન બની રહે છે, અને તેઓ હંમેશાં ઘટના બની ગયા પછી જ મળી શકે છે. એ કારણે, ચાલુ ઇતિહાસમાં બહુ વધારે વાર આવશ્યક બનતું હોય છે કે એ ઘટકને, અત્યંત નિર્ણાયક ઘટકને, સ્થાયી ગણવામાં આવે, સંબંધિત ગાળાના આરંભમાં પ્રવર્તિત આર્થિક પરિસ્થિતિને આખા ગાળા દરમિયાન પ્રવર્તિત અને અફર પરિસ્થિતિ ગણવામાં આવે, અથવા પરિસ્થિતિમાંનાં કેવળ એવાં પરિવર્તનોને જ ધ્યાનમાં લેવામાં આવે કે જે સાફ જાહેર ઘટનાઓમાંથી ઉદ્ભવ પામ્યાં હોય અને એટલે પોતે પણ એવી જ રીતે સાફ જાહેર હોય. એટલે ભૌતિકવાદી પદ્ધતિને ઘણીઘણી વાર રાજકીય સંઘર્ષોનાં મૂળને હયાત સામાજિક વર્ગોનાં, તેમ જ આર્થિક વિકાસના પરિણામે પેદા થયેલા વર્ગોના અંશોનાં, હિતો વચ્ચેના સંઘર્ષોમાં શોધવા પૂરતી મર્યાદામાં રહેવું પડે છે, અને ચોક્કસ રાજકીય પાર્ટીઓને, એ જ વર્ગો તથા વર્ગોના અંશોની ઓછા કે વધારે પૂરતા પ્રમાણની અભિવ્યક્તિઓ તરીકે, સાબિત કરવી પડે છે.

એટલું તો આપોઆપ સાફ તરી આવે છે કે આર્થિક પરિસ્થિતિમાં ચાલુ સમય દરમિયાનનાં પરિવર્તનોની, પરીક્ષણની બધી પ્રક્રિયાઓના આધારને જ અંકિત કરતાં પરિવર્તનોની, એવી અનિવાર્ય અવગણના ભૂલનું કારણ બની રહે જ. ચાલુ ઇતિહાસની સર્વાંગી રજૂઆતની બધી શરતોમાં ભૂલનાં કારણો અનિવાર્ય રીતે સામેલ હોય જ છે—પરંતુ એ હકીકત કોઈનેય ચાલુ ઇતિહાસ લખતાં અટકાવતી નથી.

માર્ક્સે આ કૃતિ લખવાનું હાથમાં લીધું ત્યારે ભૂલનું ઉપરોક્ત કારણ એથીયે વધારે અનિવાર્ય હતું. ૧૮૪૮-૪૯ની ક્રાંતિના ગાળા દરમિયાન, એ જ સમયે થઈ રહેલાં આર્થિક રૂપાંતરોની છણાવટ કરવાનું, અથવા તેમને લક્ષમાં રાખવાનુંયે, સાવ અશક્ય હતું. લંડનમાં વિદેશવાસના આરંભના મહિનાઓમાં ૧૮૪૯-૫૦ની શરદ તથા શિયાળામાં, પણ સ્થિતિ એવી જ હતી. માર્ક્સે બરાબર એ વખતે જ આ કૃતિ લખવાનું શરૂ કર્યું હતું. એવા પ્રતિકૂળ સંજોગો છતાં, ફ્રાંસની અગાઉની પરિસ્થિતિની, તેમ જ ફેબ્રુઆરી ક્રાંતિ પછી એ દેશના રાજકીય ઇતિહાસની, તેમની ચોકસાઈભરી જાણકારીને કારણે તેમને માટે ઘટનાઓનું એવું ચિત્રણ આપવાનું શક્ય બન્યું કે જેમાં તેમનાં આંતરિક જોડાણોને ઉઘાડાં પાડવામાં આવ્યાં, ત્યાર પછી ક્યારેય ક્યાંય શક્ય નથી બન્યું એવી રીતે

ઉઘાડાં પાડવામાં આવ્યાં, અને તેમણે કરેલું એ ચિત્રણ, આગળ જતાં તેમણે પોતે લાગુ કરેલી બેવડી કસોટીમાંથી, ઝળકતી રીતે પાર ઊતર્યું છે.

પહેલી કસોટી એવી હકીકતમાંથી પરિણમી હતી કે ૧૮૫૦ની વસંત પછી માર્ક્સને ફરી આર્થિક પરીક્ષણો માટે સમય મળ્યો અને તેમણે સૌથી પહેલાં ગત દસ વરસના આર્થિક ઇતિહાસનું પરીક્ષણ હાથમાં લીધું. તેમણે એ વખત સુધી અનુભવનિરપેક્ષ રીતે, તૂટક માહિતીમાંથી, કરેલી તારવણીઓ એવા પરીક્ષણ દરમિયાન ખુદ હકીકતોના આધારે સ્પષ્ટ થઈ ગઈ, અર્થાત્ એવી તારવણીઓ કે ૧૮૪૭ની વિશ્વ વ્યાપાર કટોકટી જ ફેબ્રુઆરી અને માર્ચની ક્રાંતિઓની ખરી જનેતા હતી, અને ૧૮૪૮ના મધ્ય પછી ધીરેધીરે પાછી આવેલી તથા ૧૮૪૯ અને ૧૮૫૦માં પૂરી ખીલવણીની કક્ષાએ પહોંચેલી ઔદ્યોગિક સમૃદ્ધિ, નવેસરથી મજબૂત બનેલા યુરોપી પ્રત્યાઘાતમાં ફરી પ્રાણ રેડનારી શક્તિને અંકિત કરતી હતી. એ બાબત નિર્ણાયક હતી. પહેલા ત્રણ લેખોમાં* (*«Neue Rheinische Zeitung. Politisch-ökonomische Revue»*ના[46] જાન્યુઆરી, ફેબ્રુઆરી, તથા માર્ચના અંકોમાં, હેમ્બુર્ગ, ૧૮૫૦), નજીકના ભવિષ્યમાં ક્રાંતિકારી જોમના નવા જુવાળની અપેક્ષા હજી સામેલ હતી. પરંતુ માર્ક્સે અને મેં છેલ્લા અંકમાં, ૧૮૫૦ની શરદમાં પ્રગટ થયેલા બેવડા (મેથી ઑક્ટોબર) અંકમાં, લખેલી ઐતિહાસિક સમીક્ષામાં એવા ભ્રમોને સમૂળગા તજી દેવામાં આવ્યા હતા: "નવી ક્રાંતિ કેવળ નવી કટોકટીના પરિણામે જ શક્ય છે. પરંતુ એ ક્રાંતિ એ કટોકટી જેટલી જ ચોક્કસ છે."** અમારે કરવો પડેલો તાત્ત્વિક સુધારો માત્ર એટલો જ હતો. અગાઉનાં પ્રકરણોમાં આપવામાં આવેલા ઘટનાઓના અર્થઘટનમાં, અથવા તેમની અંદર સાબિત કરવામાં આવેલા કારણાત્મક જોડાણોમાં, બદલાવવાનું કશું બિલકુલ હતું જ નહિ, સંબંધિત સમીક્ષામાં આગળ ચલાવવામાં આવેલું, અને ૧૮૫૦ના માર્ચની દસમી તારીખથી લઈને શરદ સુધીના સમયને આવરી લેતું, વિવરણ તેની સાબિતી પૂરી પાડે છે. એટલે, એ વિવરણને મેં હાલની નવી આવૃત્તિમાં ચોથા લેખ તરીકે સામેલ કર્યું છે.

બીજી કસોટી એથીયે વધારે કપરી હતી. ૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખે[47] લુઈ બોનાપાર્તે કરેલા સત્તાપલટા પછી તરત માર્ક્સે ૧૮૪૮ના ફેબ્રુઆરીથી

---

*કાર્લ માર્ક્સ, 'ફ્રાંસમાં વર્ગસંઘર્ષો—૧૮૪૮થી ૧૮૫૦'.—સં.

**કાર્લ માર્ક્સ, 'ફ્રાંસમાં વર્ગસંઘર્ષો—૧૮૪૮થી ૧૮૫૦'.—સં.

લઈને એ ઘટના સુધીનો, તત્કાળ પૂરતો ક્રાંતિકારી ગાળાનો અંત અંકિત કરતી ઘટના સુધીનો, ફ્રાંસનો ઇતિહાસ નવેસરથી આલેખ્યો. ('લૂઈ બોનાપાર્તની અઢારમી બ્રૂમેર'.[48] ત્રીજી આવૃત્તિ, હેમ્બુર્ગ, મેઈસ્નેર, ૧૮૮૫.*) અમારા આ પ્રકાશનમાં જે ગાળાનું ચિત્રણ રજૂ કરવામાં આવ્યું છે તેની છણાવટ ફરી, જોકે વધારે સંક્ષેપમાં, એ પુસ્તિકામાં કરવામાં આવી છે. એક વર્ષથી વધારે સમય પછી બનેલી નિર્ણાયક ઘટનાના પ્રકાશમાં કરવામાં આવેલી એ બીજી રજૂઆતની સરખામણી અમારી રજૂઆત સાથે કરશો તો જોવા મળશે કે લેખકને બહુ ઓછા ફેરફાર કરવા પડયા હતા.

વધુમાં, અમારી કૃતિમાં બહુ ખાસ મહત્ત્વ રેડી દેતો સંજોગ એવો છે કે દુનિયાના બધા દેશોની કામદાર પાર્ટીઓ આર્થિક રૂપાંતરની પોતાની માંગનો સંક્ષિપ્ત સાર, સર્વસામાન્ય એકમતીના આધારે, જે સૂત્રમાં રજૂ કરે છે એ સૂત્ર તેમાં પહેલી જ વાર વ્યક્ત થયું હતું: સમાજ ઉત્પાદનનાં સાધનોને કબજામાં લઈ લે. બીજા પ્રકરણમાં, "કામ કરવાના અધિકાર"નું નિરૂપણ "સર્વહારા વર્ગની ક્રાંતિકારી માંગોનો સાર રજૂ કરતા પહેલા કઢંગા સૂત્ર" તરીકે કરવામાં આવ્યું છે ત્યારે, તેના સંબંધમાં, આ મુજબ જણાવવામાં આવ્યું છે: "પરંતુ કામ કરવાના અધિકારની પાછળ મૂડી ઉપરનો કાબૂ ખડો છે, મૂડી ઉપરના કાબૂની પાછળ **ઉત્પાદનનાં સાધનોને કબજે કરી લેવાનું** કદમ, તેમને સંગઠિત કામદાર વર્ગના હાથમાં સુપરત કરી દેવાનું કદમ, અને એટલે મજૂરીની તેમ જ મૂડીની તથા તેમના પરસ્પર સંબંધોની નાબૂદીનું કદમ ખડું છે."** એ રીતે, અહીંયાં, પહેલી જ વાર એવા વિધાનનું નિરૂપણ કરવામાં આવ્યું છે કે જેના થકી આધુનિક કામદાર સમાજવાદને સામંતી, મૂડીવાદી, નિમ્ન-મૂડીવાદી, વગેરે પ્રકારોના સમાજવાદની બધી તરેહવાર રંગછાયાઓથી, તેમ જ તરંગી તથા સ્વયંભૂ કામદાર સામ્યવાદના માલના ગોટાળિયા જમેલાથી, એકસરખી સ્પષ્ટ રીતે નોખો પાડવામાં આવ્યો છે. માર્ક્સે આગળ જતાં એ સૂત્રને વિસ્તારીને વિનિમયનાં સાધનોને કબજે કરી લેવાનું કદમ પણ તેમાં સામેલ કર્યું હતું, પરંતુ 'કોમ્યુનિસ્ટ જાહેરનામું' પછી આપોઆપ જ સ્પષ્ટ બની ગયેલું એ વિસ્તરણ તો મુખ્ય વિધાનમાંથી ફલિત ઉપવિધાનને જ વ્યક્ત કરતું હતું. ઇંગ્લૅંડમાં થોડાક દોઢડાહ્યાઓએ તાજેતરમાં ઉમેરો કર્યો છે કે "વહેંચણીનાં

---

*જુઓ આ સંગ્રહનો ખંડ ૧, પૃષ્ઠ ૧૨૮-૨૪૭.—સં.

**કાર્લ માર્ક્સ, 'ફ્રાંસમાં વર્ગસંઘર્ષો—૧૮૪૮થી ૧૮૫૦'.—સં.

સાધનો" પણ સમાજને સુપરત કરી દેવાં જોઈએ. પરંતુ એ સજ્જનો માટે કહેવાનું મુશ્કેલ બની જશે કે ઉત્પાદન તથા વિનિમયનાં સાધનોથી નિરાળાં એવા વહેંચણીનાં આર્થિક સાધનો કયાં છે, સિવાય કે તેમનો નિર્દેશ વહેંચણીનાં **રાજકીય** સાધનો તરફ હોય. કરવેરા તેમ જ ગરીબોને અપાતી અને સાક્સેનવાલ્ડ[49] તથા બીજી તરેહવાર મદદને આવરી લેતી રાહત તરફ હોય. પરંતુ પહેલી વાત કે એ તો હવે ક્યારનાં એકંદર રૂપમાં સમાજને હસ્તક, કાં તો રાજ્યને અથવા સમુદાયને હસ્તક, વહેંચણીનાં સાધનો છે, અને બીજી વાત કે અમારી મુરાદ ચોક્કસ રૂપે તેમને જ નાબૂદ કરી નાખવાની છે.

* * *

ફેબ્રુઆરીની ક્રાંતિ ફાટી નીકળી ત્યારે અમે સૌ, ક્રાંતિકારી આંદોલનોના સંજોગો તથા ક્રમને લગતી વિભાવનાઓના સંબંધમાં, અગાઉના ઐતિહાસિક અનુભવના, ખાસ કરીને ફ્રાંસના ઐતિહાસિક અનુભવના, વશીકરણમાં હતા. ખરેખર, ૧૭૮૯ પછી ફ્રાંસ જ સમગ્ર યુરોપી ઇતિહાસમાં વર્ચસ્વી રહ્યું હતું, અને હવે ત્યાંથી જ સામાન્ય ક્રાંતિકારી પરિવર્તનનો સંકેત વહેતો મુકાયો હતો. એટલે સ્વાભાવિક અને અનિવાર્ય હતું કે ૧૮૪૮ના ફેબ્રુઆરીમાં પૅરિસમાં ઘોષિત "સામાજિક" ક્રાંતિનાં રૂપલક્ષણો તથા ક્રમ અંગેની અમારી વિભાવનાઓ ૧૭૮૯ અને ૧૮૩૦નાં આદ્યરૂપોની યાદોના ઘેરા રંગે રંગાયેલી હોય. વધુમાં, જ્યારે પૅરિસના વિદ્રોહનો પડઘો વિયેના, મીલાન, તથા બર્લિનના વિજયી વિદ્રોહોમાં ગુંજી ઊઠયો, જ્યારે છેક રૂસી સરહદ સુધી આખા યુરોપમાં આંદોલનનો જુવાળ ફેલાઈ ગયો, પછી જ્યારે જૂનમાં પૅરિસમાં સર્વહારા વર્ગ અને મૂડીદાર વર્ગ વચ્ચે સત્તા માટેની પહેલી જબરજસ્ત લડાઈ લડવામાં આવી, અને જ્યારે બધા દેશોના મૂડીદારોના પોતાના વર્ગના વિજયે જ તેને એટલો બધો ગભરાવી નાખ્યો કે તે ઝપાટાબંધ પાછો ભાગીને રાજાશાહીવાદી-સામંતી પ્રત્યાઘાતની—તાજા જ ઊથલાવી પાડવામાં આવેલા પ્રત્યાઘાતની—બાથમાં સમાઈ ગયો ત્યારે, એ વખતના સંજોગોમાં, અમારાં મનમાં કોઈ જાતની શંકા રહી શકે જ નહિ કે મહાન નિર્ણાયક જંગ શરૂ થઈ ગયો હતો, તેને ક્રાંતિના એક જ, લાંબા, અને ચડતીપડતીના ગાળામાં લડવો પડે એમ હતો, પરંતુ તે આખરે કેવળ સર્વહારા વર્ગના વિજયમાં જ પરિણમી શકે એમ હતો.

૧૮૪૯ના પરાજયો પછી અમે, ભાવિ કામચલાઉ વિદેશવાસી સરકારો

ફરતે એકત્રિત અણઘડ લોકશાહીવાદના ભ્રમોમાં, કોઈ રીતે સહભાગી નહોતા. એ અણઘડ લોકશાહીવાદ "જુલમગારોની" ઉપર "જનતાના" વેગીલા અને અંતે નિર્ણાયક વિજયની ધારણા રાખતો હતો, પરંતુ અમને "જુલમગારોની" હકાલપટ્ટી પછી એ જનતાની અંદર છુપાઈને પડેલાં વિષમ તત્ત્વો વચ્ચે લાંબા સંઘર્ષનું ચિત્ર દેખાતું હતું. અણઘડ લોકશાહીવાદ ગમે તે દિવસે ફરી નવા વિસ્ફોટની અપેક્ષા રાખતો હતો, અમે છેક ૧૮૫૦ની શરદ જેટલું વહેલું જાહેર કરી દીધું હતું કે ઓછામાં ઓછું ક્રાંતિકારી ગાળાનું પહેલું પ્રકરણ તો પૂરું થઈ જ ગયું છે, અને નવી વિશ્વ આર્થિક કટોકટી ફાટી ન નીકળે ત્યાં સુધી કશી અપેક્ષા નથી રાખવાની. એ કારણે અમને ક્રાંતિના દ્રોહીઓ ગણાવીને અમારો બહિષ્કાર કરવામાં આવ્યો, અને એ જ લોકો તરફથી કે જેમણે લગભગ એક પણ અપવાદ વગર આગળ જતાં બિસ્માર્ક જોડે સમાધાન કરી લીધું હતું—બિસ્માર્કને જેટલા પ્રમાણમાં તકલીફને લાયક લાગ્યું એટલા પ્રમાણમાં.

પરંતુ ઈતિહાસે અમને પણ ગલત સાબિત કરી દીધા છે, અમારા એ વખતના દૃષ્ટિકોણને ભ્રમ તરીકે જાહેર કરી દીધો છે. તેણે એથીયે વધારે કર્યું છે; એ વખતના અમારા ગલત ખ્યાલોને ખતમ કરી નાખ્યા છે એટલું જ નહિ પરંતુ સર્વહારા વર્ગની લડતના સંજોગોને તદ્દન પલટાવી પણ નાખ્યા છે. ૧૮૪૮ની સંઘર્ષની રીત આજે દરેક દૃષ્ટિએ કાલગ્રસ્ત બની ગઈ છે, અને એ મુદ્દો આ પ્રસંગે વધારે બારીક પરીક્ષણ માગી લે છે.

વર્તમાન સમય સુધીની બધી ક્રાંતિઓ એક ચોક્કસ વર્ગના શાસનના સ્થાને બીજા વર્ગના શાસનની સ્થાપનામાં પરિણમી છે, પરંતુ હાલ સુધી બધા શાસક વર્ગો શાસિત લોકસમુદાયોના સંબંધમાં કેવળ નાનકડી લઘુસંખ્યાઓ જ રહ્યા છે. એ રીતે, એક શાસક લઘુસંખ્યાને ઊથલાવી પાડવામાં આવતી, તેના સ્થાને બીજી લઘુસંખ્યા રાજ્યનું સુકાન ઝડપી લેતી અને રાજ્યની સંસ્થાઓની પુનર્ઘટના પોતાનાં હિતોને માફક રીતે કરતી. દરેક પ્રસંગે શાસન માટે લઘુસંખ્યક જૂથનું નિર્ધારણ, અને તેને શાસનની સોંપણી, આર્થિક વિકાસની ચોક્કસ કક્ષાના આધારે થતાં, અને એ જ કારણસર, તથા એકમાત્ર એ કારણસર, એવું બનતું કે શાસિત બહુસંખ્યા લઘુસંખ્યાના લાભમાં ક્રાંતિમાં ભાગ લેતી, અથવા ચુપચાપ ક્રાંતિને માન્ય કરી લેતી. પરંતુ દરેક દાખલામાં વાસ્તવિક અંતસ્તત્ત્વને અળગું કરી દઈએ તો એ બધી ક્રાંતિઓનું સર્વસામાન્ય રૂપ એવું હતું કે તેઓ લઘુસંખ્યાની ક્રાંતિઓ હતી. બહુસંખ્યા ક્રાંતિમાં ભાગ લે ત્યારે પણ જાણતાં કે અજાણતાં લઘુસંખ્યાની સેવા તરીકે જ એમ કરતી. પરંતુ એ કારણે, અથવા

ખાલી બહુસંખ્યાના નિષ્ક્રિય વશવર્તી વલણને કારણે પણ, એ લઘુસંખ્યા સમગ્ર જનતાનું પ્રતિનિધિત્વ કરતી હોવાનો દેખાવ ધારણ કરી લેતી.

સામાન્ય રીતે, પહેલી મોટી સફળતા પછી વિજયી લઘુસંખ્યાના ભાગલા પડી જતા, અર્ધો ભાગ જે કંઈ મળ્યું હોય તેનાથી સંતોષ માની લેતો, પરંતુ બીજો અરધો ભાગ વધારે આગળ ધપવા તત્પર બની જતો, નવી માંગો રજૂ કરતો, અને એ માંગો, ઓછામાં ઓછું આંશિક રીતે તો, લોકોના વિશાળ સમુદાયના ખરા અથવા દેખાવ પૂરતા હિતની પણ રહેતી. અલગ અલગ દાખલાઓમાં એવી વધારે મૂળગામી માંગો વાસ્તવમાં સાધી લેવામાં આવતી, પરંતુ કેવળ તત્કાળ પૂરતી જ. વધારે નરમપંથી પાર્ટી ફરી વર્ચસ્વ હાંસલ કરી લેતી, અને છેલ્લે જે કંઈ હાંસલ થયું હોય તે કાં તો પૂરેપૂરું અથવા અમુક અંશે પાછું હાથમાંથી નીકળી જતું. પરાજિત તરફથી ત્યારે કાં તો દગાખોરીની ચીસો પાડવામાં આવતી અથવા અકસ્માતને પરાજયના કારણ તરીકે ગણાવી દેવામાં આવતો. પરંતુ વાસ્તવમાં બાબતનું તથ્ય મોટે ભાગે આવું હતું: પ્રથમ વિજયની સિદ્ધિઓ કેવળ બીજા વિજય થકી જ, વધારે ઉદ્દામ પાર્ટીના વિજય થકી જ, સલામત બનતી; એક વાર તે, અને સાથોસાથ તત્કાળ પૂરતું જરૂરી હોય તે, સિદ્ધ થઈ જાય એટલે ઉદ્દામો અને તેમની સિદ્ધિઓ મંચ ઉપરથી પાછાં ગાયબ થઈ જતાં.

સત્તરમી સદીની ઇંગ્લૅંડની મહાન ક્રાંતિથી લઈને આધુનિક યુગની બધી ક્રાંતિઓમાં એ લક્ષણો જાહેર થયાં હતાં, તેઓ દરેક ક્રાંતિકારી સંઘર્ષમાં અવિભાજ્ય રીતે સંકળાયેલાં નજરે પડયાં હતાં. તેઓ સર્વહારા વર્ગના મુક્તિ સંઘર્ષને પણ લાગુ થઈ શકે એવાં લાગતાં હતાં, વળી એવા કારણસર વધારે લાગુ થઈ શકતાં હતાં કે ચોક્કસ ૧૮૪૮માં જ માત્ર બહુ થોડા લોકોને મુક્તિની તલાશની દિશાનો જરાક સરખોયે ખ્યાલ હતો. પૅરિસમાં પણ સર્વહારા સમુદાયો પોતે પંથ અપનાવવાની બાબતમાં હજી સાવ અંધારામાં હતા. તેમ છતાં સહજવૃત્તિની, સ્વયંભૂ, અદમ્ય ગતિ તો હતી જ. એ પરિસ્થિતિ શું બરાબર એવી નહોતી કે જેમાં ક્રાંતિ, ભલે લઘુસંખ્યાની આગેવાની હેઠળ પરંતુ આ વખતે લઘુસંખ્યાના હિતમાં નહિ બલકે બહુસંખ્યાના એકદમ સાચા હિતમાં ક્રાંતિ, સફળ થાય જ? બધા વધારે લાંબા ક્રાંતિકારી ગાળાઓમાં આગળ ધસતી લઘુસંખ્યાઓના ખાલી દેખાવ પૂરતા ખોટા પ્રતિનિધિત્વ થકી લોકોના વિશાળ સમુદાયોને જીતી લેવાનું સહેલું હતું, તો પછી એ સમુદાયોની આર્થિક સ્થિતિનું એકદમ સાચું પ્રતિબિંબ પાડતા વિચારોથી, જેમાં તેમની જરૂરિયાતોની, હજી સમજણમાં ન ઊતરેલી

પરંતુ ખાલી અસ્પષ્ટ રીતે વરતાયેલી જરૂરિયાતોની, સાફ તર્કસંગત અભિવ્યક્તિ સિવાય બીજું કશું જ નહોતું એવા વિચારોથી, તેઓ ઓછા પ્રભાવિત કેમ થાય? ખરી વાત છે કે ભ્રમ ભાંગી જાય અને નિરાશા છવાઈ જાય ત્યારે લોકસમુદાયોના એવા ક્રાંતિકારી મનોભાવનું સ્થાન લગભગ હંમેશાં અને સામાન્ય રીતે બહુ ઝડપથી સુસ્તી, અને ધૃણાની લાગણી પણ, લઈ લેતી. પરંતુ અહીંયાં તો સવાલ ખોટા પ્રતિનિધિત્વનો નહોતો, વિશાળ બહુસંખ્યાનાં પોતાનાં સર્વોપરી ખાસ હિતોને અમલી બનાવવાનો હતો: સાચું કે એ હિતો ત્યારે એ વિશાળ બહુસંખ્યાની નજરમાં સ્પષ્ટ કોઈ રીતે નહોતાં, પરંતુ તેમને અમલી બનાવવાની કામગીરી દરમિયાન ખાતરી પેદા કરે એવી રીતે જાહેર થઈને બહુ થોડા સમયમાં સ્પષ્ટ થઈ જવાનાં હતાં. માર્ક્સે ૧૮૫૦ની વસંતમાં ત્રીજા લેખમાં બતાવી આપ્યું હતું તેમ, ૧૮૪૮ની "સામાજિક" ક્રાંતિમાંથી ઉદય પામેલા મૂડીવાદી પ્રજાસત્તાકના વિકાસના પરિણામે જ્યારે ખરી સત્તા મોટા મૂડીદાર વર્ગના—વળી રાજશાહી તરફ ઢળતા વર્ગના—હાથમાં કેંદ્રિત થઈ ચૂકી હતી અને, બીજી તરફ, બીજા બધા સામાજિક વર્ગો, કિસાનપ્રજા તેમ જ નિમ્ન-મૂડીદાર વર્ગ, સર્વહારા વર્ગ ફરતે એકત્રિત થઈ ગયા હતા એટલે સહિયારા વિજય દરમિયાન તથા પછી તેમણે નહિ પરંતુ અનુભવથી શાણા બની ગયેલા સર્વહારા વર્ગે નિર્ણાયક ઘટક બની રહેવાનું હતું ત્યારે, લઘુસંખ્યાની ક્રાંતિને બહુસંખ્યાની ક્રાંતિમાં પલટાવી નાખવાની પૂરી સંભાવના શું નહોતી?

ઇતિહાસે અમને, અને અમારા જેવા વિચારો ધરાવતા સૌને, ગલત સાબિત કરી દીધા છે. તેણે બતાવી આપ્યું છે કે એ વખતે તળ યુરોપખંડમાં આર્થિક વિકાસની જે કક્ષા હતી તેમાં મૂડીવાદી ઉત્પાદનને ખતમ કરી નાખવાની વેળા હજી પાકી નહોતી, બહુ વેગળી હતી. તેણે એ હકીકત આર્થિક ક્રાંતિ મારફત સાબિત કરી દીધી છે. ૧૮૪૮ પછી આર્થિક ક્રાંતિએ આખા તળ યુરોપખંડ ઉપર પકડ જમાવી દીધી છે, ફ્રાંસ તથા ઑસ્ટ્રિયા અને હંગેરી તથા પોલૅંડ અને તાજેતરમાં રશિયામાં મોટા ઉદ્યોગનાં ખરાં મૂળ નંખાવી દીધાં છે, અને જર્મનીને ચોક્કસ પહેલી હરોળના ઔદ્યોગિક દેશનું સ્થાન અપાવ્યું છે, એ બધું મૂડીવાદી આધારે કર્યું છે. એટલે, ૧૮૪૮માં મૂડીવાદી આધાર હજી વિસ્તરણની મોટી ક્ષમતા ધરાવતો હતો. પરંતુ એ ઔદ્યોગિક ક્રાંતિએ જ દરેક ઠેકાણે વર્ગીય સંબંધોમાં સ્પષ્ટતા આણી છે, હાથ-ઉત્પાદનના સમયમાંથી અને પૂર્વ યુરોપમાં તો મહાજની હાથકારીગરીમાંથીયે ઊતરી આવેલાં સંખ્યાબંધ વચગાળાનાં રૂપોને હઠાવી દીધાં છે, અસલ મૂડીદાર વર્ગ અને અસલ વ્યાપક ઔદ્યોગિક

સર્વહારા વર્ગનું સર્જન કર્યું છે તથા તેમને સામાજિક વિકાસને મોખરે ધકેલી દીધા છે. પરંતુ તેના પરિણામે એ બે મોટા વર્ગો વચ્ચેનો સંઘર્ષ, ૧૮૪૮માં ઇંગ્લૅંડને બાદ કરતાં કેવળ પૅરિસમાં તથા બહુબહુ તો થોડાંક મોટાં ઔદ્યોગિક કેંદ્રોમાં જ અસ્તિત્વમાં રહેલો સંઘર્ષ, આખા યુરોપમાં ફેલાઈ ગયો છે અને ૧૮૪૮માં જેની ધારણાયે થઈ શકે એમ નહોતી એટલો જોરદાર બની ગયો છે. એ સમયે કેટલાય જૂથોના અનેક ધૂંધળા કલ્યાણ સિદ્ધાંતો અને તેમાં તમામ રોગોની રામબાણ દવાઓ, આજે માર્ક્સનો એક સામાન્ય રીતે માન્ય અને તદ્દન સ્પષ્ટ સિદ્ધાંત, સંઘર્ષનાં અંતિમ લક્ષ્યોનું ચોકસાઈભર્યું નિરૂપણ કરતો સિદ્ધાંત. એ સમયે પ્રદેશ અને રાષ્ટ્રીયતા મુજબ વિભાજિત અને નોખા પડતા, માત્ર સહિયારા દુખની લાગણી થકી જ સંકળાયેલા, અને લાચાર દશામાં ઉત્સાહ તથા નિરાશામાં વારાફરતી ફંગોળાતા રહેતા લોકસમુદાયો; આજે સમાજવાદીઓની એક વિશાળ આંતરરાષ્ટ્રીય સેના, અદમ્ય રીતે આગેકૂચ કરતી અને સંખ્યા, સંગઠન, શિસ્ત, સૂઝ, તથા વિજયની ખાતરીની બાબતમાં દરરોજ વૃદ્ધિ પામતી સેના. સર્વહારા વર્ગની એવી પ્રબળ સેના પણ હજી પોતાનું લક્ષ્ય સિદ્ધ નથી કરી શકી, એક જોરદાર ઝટકો મારીને વિજય હાંસલ કરી લેવાને બદલે તેને કપરા ખંતીલા સંઘર્ષમાં ધીરેધીરે એક પછી એક સ્થાને આગેકદમ ભરવાં પડે છે, એ હકીકત અંતિમ રૂપે પાકે પાયે સાબિત કરી દે છે કે ૧૮૪૮માં સાદા અણધાર્યા હુમલા થકી સામાજિક રૂપાંતર સાધી લેવાનું કેટલું અશક્ય હતું.

બે રાજવંશી-રાજશાહીવાદી વિભાગોમાં ખંડિત થઈ ગયેલો મૂડીદાર વર્ગ [50], પરંતુ પોતાની નાણાકીય કામગીરીઓ માટે શાંતિ અને સલામતીની માગણી કરતો મૂડીદાર વર્ગ, તેની સામે અલબત્ત પરાજિત પણ તોયે કાયમ જોખમ બની રહેતો સર્વહારા વર્ગ ખડો હતો, નિમ્ન-મૂડીદારો અને કિસાનો વધારે ને વધારે પ્રમાણમાં સર્વહારા વર્ગ ફરતે એકત્રિત થઈ રહ્યા હતા. તેમાં જોરદાર રમખાણ ફાટી નીકળવાનો ભય સતત તોળાયેલો રહેતો, પરંતુ આખરી ઉકેલની કોઈ સંભાવના બિલકુલ સામે નહોતી આવતી — ત્રીજા, નકલી-લોકશાહીવાદી લેભાગુ, લુઈ બોનાપાર્તના સત્તાપલટા માટે એવા, જાણે ખાસ પેદા કરવામાં આવેલા, સંજોગો હતા. [51] તેણે ૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખે લશ્કરનો ઉપયોગ કરીને તંગ પરિસ્થિતિનો અંત આણી દીધો અને યુરોપના દેશોમાં આંતરિક શાંતિ સ્થાપીને યુરોપને યુદ્ધોના નવા યુગની ન્યામત બક્ષી. નીચેથી ક્રાંતિઓનો ગાળો તત્કાળ પૂરતો સમાપ્ત થઈ ગયો. તેને પગલે પગલે ઉપરથી ક્રાંતિઓનો ગાળો આવ્યો.

૧૮૫૧માં સામ્રાજ્યની ફરી સ્થાપનાથી નવી સાબિતી રજૂ થઈ કે એ વખતે સર્વહારા વર્ગીય આકાંક્ષાઓ પાર પાડવાની વેળા હજી પાકી નહોતી. પરંતુ ફરી સામ્રાજ્યની સ્થાપના પોતે જ એવા સંજોગો પેદા કરવાની હતી કે જેમાં એવી વેળા ચોક્કસ પાકે જ. આંતરિક શાંતિથી નવી ઔદ્યોગિક તેજીનો પૂરો વિકાસ સુનિશ્ચિત બન્યો. લશ્કરને કામમાં ડૂબેલું રાખવાની તથા ક્રાંતિકારી પ્રવાહોને બહારની દિશામાં વાળવાની આવશ્યકતાએ એવાં યુદ્ધો પેદા કર્યાં કે જેમાં બોનાપાર્તે "રાષ્ટ્રીયતાનો સિદ્ધાંત"[52] લાગુ કરવાના બહાના હેઠળ બહારના પ્રદેશો ફ્રાંસમાં જોડી દેવાની કોશિશ કરી. તેની નકલ કરનારા બિસ્માર્કે પણ પ્રશિયાની બાબતમાં એવી જ નીતિ અપનાવી. તેણે ૧૮૬૬માં જર્મન મહાસમવાય તથા ઑસ્ટ્રિયા વિરુદ્ધ,[53] અને એવી જ રીતે પ્રશિયન ઘર્ષણપરિષદ* વિરુદ્ધ, સત્તાપલટો કર્યો, ઉપરથી ક્રાંતિ કરી. પરંતુ યુરોપ બે બોનાપાર્તો માટે બહુ નાનું પડતું હતું, અને ઇતિહાસના વ્યંગે એવો નિર્ધાર કર્યો કે બિસ્માર્કે બોનાપાર્તને ઊથલાવી પાડયો, અને પ્રશિયાના રાજા વિલ્હેલ્મે નાનકડા જર્મન સામ્રાજ્ય ઉપરાંત ફ્રેંચ પ્રજાસત્તાકની સ્થાપના પણ કરી. પરંતુ સામાન્ય પરિણામ એવું હતું કે યુરોપમાં પોલૅંડ સિવાયનાં મોટાં રાષ્ટ્રોમાં સ્વતંત્રતા અને આંતરિક એકતા હકીકત બની ગઈ હતી. એથી ભલે પ્રમાણમાં સાધારણ મર્યાદાઓની અંદર પરંતુ તોયે પૂરતા મોટા પ્રમાણમાં કામદાર વર્ગનો વિકાસ શક્ય બન્યો, તેમાં રાષ્ટ્રીય જટિલતાઓ હવે કશા ગંભીર અવરોધ સમી ન રહી. ૧૮૪૮ની ક્રાંતિની કબર તૈયાર કરનારાઓ તેના વસિયતનામાના વહીવટદારો બની ગયા હતા. અને તેમની જોડાજોડ ૧૮૪૮નો વારસદાર, સર્વહારા વર્ગ, **ઇન્ટરનૅશનલના**[54] રૂપમાં ક્યારનો ડોળા કાઢતો ખડો થઈ ગયો હતો.

૧૮૭૦-૭૧ના યુદ્ધ પછી બોનાપાર્ત મંચ પરથી ગાયબ થઈ જાય છે, અને બિસ્માર્કનું ધ્યેય સફળ થઈ ગયું હોવાથી તે હવે પાછો સાધારણ જમીનદારની સ્થિતિમાં સરકી જઈ શકે છે. પરંતુ ગાળાનું સમાપન પૅરિસ કોમ્યુનમાં[55] થાય છે. પૅરિસના રાષ્ટ્રીય રક્ષક દળની[56] તોપ તફડાવી લેવાના થિયેરના કપટી પ્રયત્નના પરિણામે વિજયી વિદ્રોહ થયો. ફરી સાબિત થઈ ગયું કે પૅરિસમાં સર્વહારા ક્રાંતિ સિવાય બીજી કોઈ ક્રાંતિ શક્ય નહોતી રહી. વિજય પછી સત્તા આપોઆપ અને કશા વાંધાવચકા વગર કામદાર વર્ગના હાથમાં આવી ગઈ. ફરી સાબિત

---

* ઘર્ષણપરિષદ, Konfliktskammer — સરકાર જોડે ટકરાતી પ્રશિયન વિધાન પરિષદ. — સં.

થઈ ગયું કે ત્યારે પણ, અમારી કૃતિમાં વર્ણવવામાં આવેલા સમય પછી વીસ વરસે, કામદાર વર્ગનું શાસન હજી કેટલું અશક્ય હતું. એક તરફ ફ્રાંસે પૅરિસને મુશ્કેલીના વખતે એકલું, લટકતું, રહેવા દીધું, પૅરિસ મૅકમાહોનની ગોળીઓના જખમોમાંથી લોહીની ધારાઓ વહેવડાવતું હતું ત્યારે ફ્રાંસ તેને દૂરથી જોતું રહ્યું; બીજી તરફ કોમ્યુનને ખંડિત કરી નાખનારી બે પાર્ટીઓ, બ્લાંકીવાદીઓ (બહુમતી) અને પ્રુધોંવાદીઓ (લઘુમતી), વચ્ચેનો વાંઝિયો વિખવાદ કોમ્યુનને ભરખી ગયો. બેમાંથી એકેય પાર્ટીને ખબર જ નહોતી પડતી કે શું કરવું. ૧૮૭૧માં ભેટ તરીકે મળેલો વિજય ૧૮૪૮ના અણધાર્યા હુમલા જેટલો જ વાંઝિયો બની રહ્યો.

માનવામાં આવતું હતું કે કોમ્યુન ભેગો જોશીલા સર્વહારા વર્ગને પણ અંતિમ રૂપમાં દફનાવી દેવામાં આવ્યો હતો. પરંતુ વાત એથી તદ્દન ઊલટી જ છે. તેનું એકદમ જોરદાર પુનરુત્થાન કોમ્યુનના તથા ફ્રાંસ-પ્રશિયા યુદ્ધના સમયથી શરૂ થાય છે. હથિયારો ધારણ કરી શકે એવી પૂરી વસતિની લશ્કરમાં ભરતી અને કેવળ દસ દસ લાખની સંખ્યાઓમાં જ ગણી શકાય એવાં લશ્કરોની સ્થાપનાથી, તેમ જ અગાઉ કદી સ્વપ્નમાંયે ન કલ્પાયેલી કાર્યસાધકતા ધરવતાં હથિયારો, અસ્ત્રો, તથા દારૂગોળાના ઉપયોગથી, લડાઈની આખી રીતમાં સાંગોપાંગ ક્રાંતિ થઈ ગઈ. એ ક્રાંતિએ એક તરફ બોનાપાર્તપંથી યુદ્ધોના ગાળાનો એકાએક અંત આણી દીધો, અને વિશ્વયુદ્ધ સિવાય, જેમાં અભૂતપૂર્વ ક્રૂરતાઓ થાય અને જેના પરિણામની ધારણા બિલકુલ થઈ જ ન શકે એવા વિશ્વયુદ્ધ સિવાય, બીજા કોઈ પણ યુદ્ધને અશક્ય બનાવી દઈને શાંતિમય ઔદ્યોગિક વિકાસ સુનિશ્ચિત બનાવ્યો. તેણે બીજી તરફ લશ્કરી ખર્ચમાં ગુણાકારી વૃદ્ધિ કરાવીને કરવેરાઓને અતિશય ઊંચા સ્તરે પહોંચાડી દીધા અને એ રીતે લોકોના વધારે ગરીબ વર્ગોને સમાજવાદના હાથમાં ધકેલી દીધા. આલ્સેસ-લોરેનની તફડંચીએ, હથિયારોની ઘેલછાભરી હરીફાઈનું તાત્કાલિક કારણ અંકિત કરતી તફડંચીએ, ફ્રેંચ અને જર્મન મૂડીદાર વર્ગને અંધરાષ્ટ્રવાદી ઝનૂનમાં એકબીજાની ગળચીએ વળગાડી દીધા. એ હકીકત બન્ને દેશોના કામદારો માટે એકતાની નવી કડી બની રહી. અને પૅરિસ કોમ્યુનની જયંતીએ સમગ્ર સર્વહારા વર્ગના ઉત્સવના પ્રથમ સાર્વત્રિક દિવસનું સ્થાન લઈ લીધું.

માર્ક્સે આગાહી કરેલી તેમ, ૧૮૭૦-૭૧ના યુદ્ધે અને પૅરિસ કોમ્યુનના પરાજયે યુરોપી કામદારોના આંદોલનના ગુરુત્વ બિંદુને તત્કાળ પૂરતું ફ્રાંસમાંથી જર્મનીમાં ખસેડી દીધું. ફ્રાંસમાં ૧૮૭૧ના મે માસમાં વહેવડાવવામાં આવેલા

લોહીની માઠી અસરોના નિવારણમાં સ્વાભાવિક રીતે જ વર્ષો લાગી ગયાં. બીજી તરફ જર્મનીમાં જ્યાં ઉદ્યોગ વધારે ને વધારે ઝડપથી વિકસી રહ્યો હતો અને વધુમાં ફ્રાંસ તરફથી અબજો ફ્રાંકની[57] ન્યામતને કારણે ચોક્કસ તાપઘરની રીતે પોષાતો હતો ત્યાં, સામાજિક-લોકશાહીવાદ અગાઉ કરતાં વધારે વેગીલી અને સ્થાયી વૃદ્ધિ પામ્યો. ૧૮૬૬માં દાખલ કરવામાં આવેલા સાર્વજનીન મતાધિકારનો જર્મન કામદારોએ શાણપભર્યો ઉપયોગ કર્યો, અને તેના સુફળ રૂપે પાર્ટીએ સાધેલી વિસ્મયજનક વૃદ્ધિ નિર્વિવાદ આંકડાઓ થકી દુનિયામાં સૌની સામે સ્પષ્ટ થઈ ગઈ: ૧૮૭૧માં ૧૦૨૦૦૦, ૧૮૭૪માં ૩૫૨૦૦૦, અને ૧૮૭૭માં ૪૯૩૦૦૦ સામાજિક-લોકશાહીવાદી મતો. પછી ઊંચી કક્ષાની સત્તાએ એ આગેકૂચને સમાજવાદ-વિરોધી કાનૂનના[58] રૂપમાં માન્યતા આપી, પાર્ટીમાં થોડા વખત પૂરતું ભંગાણ પડયું. ૧૮૮૧માં મતોની સંખ્યા ઘટીને ૩૧૨૦૦૦ થઈ ગઈ. પરંતુ એવી સ્થિતિને ઝડપથી નિવારી લેવામાં આવી. અને પછી અસાધારણ કાનૂનના દબાણની હાલતમાં, અખબારો વગર, કાયદેસર સંગઠન વગર, અને મંડળો તથા સભાસંમેલનોના અધિકાર વગર વેગીલું વિસ્તરણ ખરેખર શરૂ થઈ ગયું: ૧૮૮૪માં ૫૫૦૦૦૦, ૧૮૮૭માં ૭૬૩૦૦૦, અને ૧૮૯૦માં ૧૪૨૭૦૦૦ મતો. એથી રાજ્યનો હાથ ખોટો પડી ગયો, સમાજવાદ-વિરોધી કાનૂન અદૃશ્ય થઈ ગયો, સમાજવાદી મતોની સંખ્યા વધીને ૧૭૮૭૦૦૦, કુલ મતદાનના ચોથા ભાગ જેટલી, થઈ ગઈ. સરકાર તથા શાસક વર્ગોની બધી તરકીબો ખતમ થઈ ગઈ, નકામી તથા નિરર્થક અને નિષ્ફળ સાબિત થઈ ગઈ. તેમની નાકૌવતીની ઉઘાડી સાબિતીઓ, રાતના ચોકીદારથી લઈને શહેનશાહી ચાન્સેલર સુધીના સત્તાધારીઓને માનવી પડેલી—અને તે પણ નફરત પેદા કરતા કામદારો તરફથી!—સાબિતીઓ, દસ દસ લાખની સંખ્યામાં ગણાય એટલી હતી. રાજ્યની શક્તિની આખરી હદ આવી ગઈ હતી, જ્યારે કામદારોની શક્તિ હજી આરંભની કક્ષામાં જ હતી.

પરંતુ જર્મન કામદારોએ પોતાના ધ્યેયની પહેલી સેવા ઉપરાંત બીજી મોટી સેવા પણ બજાવી, અને એ સેવા વધારેમાં વધારે તાકાતવાન, વધારેમાં વધારે શિસ્તબદ્ધ, તથા એકદમ ઝડપથી વૃદ્ધિ પામતી સમાજવાદી પાર્ટી તરીકેના કેવળ અસ્તિત્વ થકી જ બજાવી. તેમણે બધા દેશોમાં પોતાના સાથીઓને સાર્વજનીન મતાધિકારના ઉપયોગની રીત બતાવીને નવું અને એકદમ ધારદાર હથિયારોમાંનું એક ગણી શકાય એવું હથિયાર પૂરું પાડયું.

ફ્રાંસમાં સાર્વજનીન મતાધિકાર ઘણા વખતથી અસ્તિત્વમાં હતો, પરંતુ

બોનાપાર્તપંથી સરકારે કરેલા દુરુપયોગને કારણે બદનામ બની ગયેલો હતો. તેનો ઉપયોગ કરી શકે એવી કામદાર પાર્ટી કોમ્યુન પછી હતી જ નહિ. તે સ્પેનમાં પણ પ્રજાસત્તાકના સમયથી અસ્તિત્વમાં હતો, પરંતુ સ્પેનમાં ચૂંટણીઓનો બહિષ્કાર જાણે બધી ગંભીર વિરોધી પાર્ટીઓનો કાયમનો નિયમ બની ગયો હતો. સ્વીટ્ઝરલૅંડનો સાર્વજનીન મતાધિકારનો અનુભવ પણ કામદારોની પાર્ટી માટે કોઈ રીતે પ્રોત્સાહક નહોતો. લૅટિન દેશોના ક્રાંતિકારી કામદારો મતાધિકારને ફાંસલો, સરકારી છળકપટનું સાધન, ગણવા ટેવાઈ ગયેલા હતા. જર્મનીમાં સ્થિતિ એથી નિરાળી હતી. 'કોમ્યુનિસ્ટ જાહેરનામું'માં સાર્વજનીન મતાધિકાર, લોકશાહી, હાંસલ કરવાની બાબત જોશીલા સર્વહારા વર્ગનાં પહેલાં અને સૌથી વધારે મહત્ત્વનાં કર્તવ્યોમાંના એક તરીકે ઘોષિત થઈ ચૂકી હતી. લાસાલે એ જ મુદ્દો રજૂ કર્યો હતો. હવે, બિસ્માર્કને પોતાની યોજનાઓ અંગે લોકસમુદાયોમાં દિલચસ્પી પેદા કરવાના એકમાત્ર સાધન તરીકે એવો મતાધિકાર[59] દાખલ કરવો પડયો ત્યારે, અમારા કામદારોએ તરત બાબતને ગંભીરતાથી હાથમાં લઈ લીધી અને આઉગુસ્ટ બેબેલને પ્રથમ સંઘટક રેઈખસ્ટાગમાં મોકલ્યો. અને એ દિવસથી તેમણે મતાધિકારનો ઉપયોગ એવી રીતે કર્યો છે કે તેમને હજાર ગણો બદલો મળ્યો છે, અને એ રીત બધા દેશોના કામદારો માટે આદર્શ બની રહેલી છે. ફ્રેંચ માર્ક્સવાદી કાર્યક્રમના શબ્દોમાં તેમણે મતાધિકારને transformé, de moyen de duperie qu'il a été jusqu'ici, en instrument d'émancipation — અગાઉના છળકપટના સાધનમાંથી હવે મુક્તિના સાધનમાં પલટાવી નાખ્યો છે.[60] સાર્વજનીન મતાધિકારે બીજો કશો નહિ પરંતુ માત્ર એટલો જ ફાયદો કર્યો હોત કે તેણે અમારે માટે દર ત્રણ વરસે અમારી સંખ્યા ગણવાનું શક્ય બનાવ્યું; અમારા મતોની સંખ્યામાં રીતસર સાબિત થતી અણધારી વેગીલી વૃદ્ધિ થકી એટલા જ પ્રમાણમાં, કામદારોની વિજયની ખાતરીમાં તથા તેમના વિરોધીઓની દહેશતમાં, વધારો કર્યો, અને એ રીતે તે અમારે માટે પ્રચારનું ઉત્તમ સાધન બની રહ્યો; તેણે અમારી તાકાત વિશે તેમ જ બધી દુશ્મન પાર્ટીઓની તાકાત વિશે અમને ચોકસાઈભરી માહિતી પૂરી પાડી, અને એ રીતે અમારાં કદમો માટે પ્રમાણનું ઉત્તમ માપ પૂરું પાડીને, અમને જેટલા કવેળાની ભીરુતાથી એટલા જ કવેળાની અવિચારિતાથી ઉગારી લીધા — સાર્વજનીન મતાધિકારથી અમને ખાલી એટલો જ ફાયદો થયો હોત તોપણ તે કેવળ પૂરતો જ નહિ પરંતુ એથી ઘણો વધારે ગણાયો હોત. પરંતુ તેણે તો એથી ઘણુંઘણું વધારે કર્યું. તેણે ચૂંટણીની હિલચાલમાં અમને હજી અમારાથી વેગળા રહી ગયેલા લોકસમુદાયોનો સંપર્ક

સાધવાનું, તેમ જ અમારા પ્રહારોની સામે પોતપોતાના વિચારોનો બચાવ બધા લોકો સમક્ષ કરવાની ફરજ બધી પાર્ટીઓની ઉપર પાડવાનું, ઉત્તમ સાધન પૂરું પાડયું. અને વધુમાં તેણે રેઈખસ્ટાગમાં અમારા પ્રતિનિધિઓને એવો મંચ પૂરો પાડયો કે જ્યાંથી તેઓ સંસદની અંદરના વિરોધીઓને તેમ જ બહારના લોકસમુદાયોને, અખબારો અથવા સભાઓથી સાવ નિરાળા અખત્યાર તથા આઝાદીના આધારે સંબોધી શકે. ચૂંટણીની ઝુંબેશ તથા રેઈખસ્ટાગમાં સમાજવાદી પ્રવચનો મારફત સમાજવાદ-વિરોધી કાનૂન સતત ભેદાતો હતો ત્યારે એ કાનૂન સરકારને તથા મૂડીદાર વર્ગને શા કામનો હતો?

પરંતુ સાર્વજનીન મતાધિકારના સફળ ઉપયોગની સાથોસાથ સર્વહારા વર્ગીય સંઘર્ષની બીજી એક તદ્દન નવી રીત ચાલુ થઈ અને ઝડપથી વધારે વિકાસ પામી. જાણવા મળ્યું કે મૂડીદાર વર્ગનું શાસન રાજ્યની જે સંસ્થાઓમાં સંઘટિત હોય છે તેઓ કામદાર વર્ગને તેમની જ સામે લડવાની ઘણી વધારે શક્યતાઓ પૂરી પાડે છે. કામદારોએ અલગ અલગ વિધાનસભાઓની, સુધરાઈ પરિષદોની, અને ધંધાકીય અદાલતોની ચૂંટણીઓમાં ભાગ લીધો, તેઓ એવા દરેક પદ માટે મૂડીદાર વર્ગની સામે લડયા કે જેને લગતી નિમણૂકમાં ભાગ લેવાનો સર્વહારા વર્ગના સારા એવા હિસ્સાને અધિકાર હતો. એટલે એવું બન્યું કે મૂડીદાર વર્ગ તથા સરકારને કામદારોની પાર્ટીનાં ગેરકાનૂની કદમો કરતાં કાયદેસર કદમોની, વિદ્રોહનાં પરિણામો કરતાં ચૂંટણીનાં પરિણામોની, ઘણી વધારે બીક લાગવા માંડી.

એ સંબંધમાં પણ સંઘર્ષના સંજોગો તાત્ત્વિક રીતે બદલાઈ ગયા હતા. ૧૮૪૮ સુધી દરેક ઠેકાણે સવાલનો ફેંસલો કરનારી વિદ્રોહની પુરાણી રીત, નાકાબંધીઓ ખડી કરીને રસ્તાઓ પર લડાઈની રીત, ગણનાપાત્ર પ્રમાણમાં કાલગ્રસ્ત બની ગઈ હતી.

એક વાતમાં કોઈ જાતના ભ્રમો રાખવાની જરૂર નથી: રસ્તાઓ પરની લડાઈમાં લશ્કરની સામે વિદ્રોહનો ખરો વિજય, સમજો કે બે લશ્કરો વચ્ચેની લડાઈમાં વિદ્રોહનો વિજય, વિરલમાં વિરલ અપવાદોમાં સ્થાન ધરાવે છે. અને વિદ્રોહીઓ તરફથી તેની ઉપર આધાર રાખવાનુંયે એટલું જ વિરલ હોય છે. તેમને માટે તો એકમાત્ર સવાલ સિપાહીઓને એવી નૈતિક અસરો સામે નમાવી દેવાનો હોય છે કે જે પરસ્પર લડતા બે દેશોનાં લશ્કરો વચ્ચેની લડાઈમાં કશી ભૂમિકા નથી ભજવતી, અથવા બહુ ઓછા પ્રમાણમાં ભજવતી હોય છે. તેઓ

તેમાં સફળ થઈ જાય તો સિપાહીઓ હુકમનો અમલ ન કરે, અથવા સરદારી કરતા અફસરો સાન ખોઈ બેસે, અને વિદ્રોહ વિજયી બની જાય. પરંતુ તેઓ તેમાં નાકામયાબ થાય તો લશ્કર લઘુસંખ્યામાં હોવા છતાં સરંજામ તથા તાલીમ, લશ્કરી દળોની આયોજિત ગોઠવણી, અને શિસ્તના સંબંધમાં તેની ચડિયાતી સ્થિતિની અસર વરતાય જ. વિદ્રોહ વાસ્તવિક વ્યૂહાત્મક કામગીરીઓના સંબંધમાં વધારેમાં વધારે એટલું જ કરી શકે કે એક નાકાબંધી સરખી રીતે ખડી કરે અને તેનો સરખી રીતે બચાવ કરે. પરસ્પર મદદ, અનામત દળોની ગોઠવણી અને ઉપયોગ — ટૂંકમાં અલગ અલગ ટુકડીઓની સંયુક્ત અને સમન્વિત કામગીરી, આખા મોટા શહેરની વાત તો રહેવા દઈએ પરંતુ શહેરના એક વિભાગના બચાવ માટે પણ અનિવાર્ય કામગીરી, બહુ મર્યાદિત પ્રમાણમાં જ શક્ય બને, અને મોટે ભાગે તો બિલકુલ શક્ય ન બને. તેમાં નિર્ણાયક બિંદુએ લશ્કરી દળોના કેંદ્રીકરણનો સવાલ તો બેશક હોય જ નહિ. એટલે લડાઈનું પ્રવર્તિત રૂપ નિષ્ક્રિય બચાવનું હોય છે. ક્યાંક ક્યાંક હુમલો થાય ખરો, પરંતુ માત્ર અપવાદ તરીકે જ, ક્યારેક ક્યારેક ધસારાઓ તથા આ કે તે પાંખ ઉપર હલ્લા પૂરતો જ. બચાવ સામાન્ય રીતે તો પીછેહઠ કરતા સિપાહીઓએ પડતાં મૂકી દીધેલાં સ્થાનો કબજે કરી લેવા પૂરતો જ મર્યાદિત રહે. વધુમાં, લશ્કર પાસે તોપદળ તેમ જ તાલીમ પામેલા ઍંજિનિયરોની ટુકડીઓ હોય અને તેઓ પૂરો સરંજામ ધરાવતી હોય, યુદ્ધની એવી સાધનસામગ્રી હોય કે જે લગભગ દરેક દાખલામાં વિદ્રોહીઓ પાસે બિલકુલ નથી હોતી. એટલે જરાય અચરજની વાત નથી કે અત્યંત વીરતાથી લડવામાં આવેલી લડાઈઓ — પૅરિસમાં ૧૮૪૮ના જૂનમાં, વિયેનામાં ૧૮૪૮ના જૂનમાં, વિયેનામાં ૧૮૪૮ના ઑક્ટોબરમાં, ડ્રૅસ્ડનમાં ૧૮૪૮ના મે માસમાં — પણ વિદ્રોહના પરાજયમાં પરિણમી, હુમલાના આગેવાનોએ, જેમને રાજકીય ગણતરીઓનો કશો અવરોધ નહોતો નડતો એવા આગેવાનોએ, વિશુદ્ધ લશ્કરી દૃષ્ટિએ કદમો ઉઠાવ્યાં અને તેમના સિપાહીઓ ભરોસેદાર રહ્યા કે તરત વિદ્રોહના પરાજયમાં પરિણમી.

૧૮૪૮ સુધી વિદ્રોહીઓની સંખ્યાબંધ સફળતાઓમાં બહુવિધ બાબતો કારણભૂત હતી. સ્પેનની મોટા ભાગની રસ્તાઓ પરની લડાઈઓની જેમ જ, પૅરિસમાં ૧૮૩૦ના જુલાઈમાં અને ૧૮૪૮ના ફેબ્રુઅરીમાં વિદ્રોહીઓ અને લશ્કરની વચ્ચે નાગરિકોનું રક્ષક દળ હતું. એ રક્ષક દળે કાં તો સીધી રીતે વિદ્રોહનો પક્ષ લીધો હતો અથવા તેના ઢીલા ઢચુપચુ વલણે સિપાહીઓને પણ એવી જ દુવિધામાં નાખી દીધા હતા, અને લટકામાં વિદ્રોહને હથિયારો પૂરાં

પાડયાં હતાં. ૧૮૪૮ના જુલાઈમાં પૅરિસમાં બનેલું એવી રીતે જ્યારે નાગરિકોના રક્ષક દળે શરૂઆતથી જ વિદ્રોહનો વિરોધ કર્યો ત્યારે વિદ્રોહ પરાજિત થઈ ગયો હતો. ૧૮૪૮માં બર્લિનમાં લોકોના વિજયમાં અમુક અંશે રાત દરમિયાન તથા ૧૯મી (માર્ચની) તારીખે સવારે સારા એવા પ્રમાણમાં નવાં લડાયક દળોની પુરવણીની બાબત, અમુક અંશે સિપાહીઓના થાક તથા ખરાબ ખોરાકના પરિણામની બાબત, અને છેલ્લે અમુક અંશે લશ્કરી સરદારોની ચેતનહીન દશાની બાબત કારણભૂત હતી. પરંતુ બધા દાખલાઓમાં લડાઈમાં જીત એવા કારણસર હાંસલ થઈ હતી કે સિપાહીઓએ હુકમોનો અમલ નહોતો કર્યો, સરદારી કરતા અફસરો ફેંસલા કરવાની શક્તિ ખોઈ બેઠા હતા, અથવા તેમના હાથ કોઈ રીતે બંધાયેલા હતા.

એટલે, રસ્તા પરની લડાઈના અસલ જમાનામાંયે નાકાબંધી ભૌતિક કરતાં વધારે તો નૈતિક અસર પાડતી હતી. તે લશ્કરની દૃઢતાને ડગમગાવી દેવાનું સાધન હતી. એ લક્ષ્ય પાર પડે ત્યાં સુધી જો તે ટકી રહેતી તો વિજય હાંસલ થઈ જતો, નહિતર પરાજય થતો. મુખ્ય મુદ્દો એવો છે, અને ભવિષ્યમાં રસ્તા પરની લડાઈની સફળતાની શક્યતાઓનું પરીક્ષણ કરતી વેળા તેને પણ ધ્યાનમાં રાખવો જોઈએ.

સફળતાની શક્યતાઓ ૧૮૪૯માં ક્યારની બહુ ઘટી ગયેલી હતી. દરેક ઠેકાણે મૂડીદાર વર્ગ સરકારો જોડે ભળી ગયો હતો, વિદ્રોહની સામે ધસતા લશ્કરને "સંસ્કૃતિ અને મિલકત" બિરદાવતી હતી તથા મિજબાનીઓની મોજ કરાવતી હતી. નાકાબંધીનું વશીકરણ તૂટી ગયું હતું: સિપાહી હવે નાકાબંધીની પાછળ "લોકોને" નહિ પરંતુ વિદ્રોહીઓ, ચળવળિયાઓ, લૂંટારાઓ, તથા સમતાવાદીઓને, સમાજના કચરાપૂંજાને, દેખતો હતો. વખતના વહેણ સાથે અફસરને રસ્તા પરની લડાઈના દાવપેચનાં રૂપોની હથોટી આવી ગઈ હતી, કામચલાઉ કિલ્લેબંધીની સામે તે હવે સીધો અને રક્ષણના બંદોબસ્ત વગરનો ધસારો નહોતો કરતો પરંતુ બગીચાઓ, આંગણો, તથા મકાનો વાટેથી ચકરાવો લઈને હુમલો કરતો. અને થોડીઘણી કાબેલિયત હોય તો હવે દસમાંથી નવ દાખલાઓમાં એવી તરકીબ કામયાબ થઈ જતી.

પરંતુ ત્યાર પછી એ ઉપરાંત ઘણાંબધાં પરિવર્તનો થયાં છે અને એ બધાં લશ્કરની તરફેણનાં છે. મોટાં શહેરો સારી પેઠે વધારે મોટાં થઈ ગયાં છે, અને લશ્કરો એથીયે વધારે પ્રમાણમાં મોટાં થઈ ગયાં છે. ૧૮૪૮ પછી વધતાં રહેલાં પૅરિસ અને બર્લિન હજી ચાર ગણાં નથી થયાં, પરંતુ ત્યાંની ગૅરીસનો એથી

વધારે પ્રમાણમાં મોટી થઈ ગઈ છે. રેલવેની સગવડને કારણે એ ગેરીસનોને ચોવીસ કલાકમાં બમણીથીયે વધારે મોટી બનાવી શકાય એમ છે, અને અડતાળીસ કલાકમાં તો વિસ્તારીને વિશાળ લશ્કરોમાં પલટાવી શકાય એમ છે. હથિયારબંધ સિપાહીઓની એવી પારાવાર સંખ્યા અતુલ્ય પ્રમાણમાં વધારે અસરકારક બની રહે છે. ૧૮૪૮માં સ્મૂધ-બોર મઝલ-લોડીંગ પર્કશન બંદૂક વપરાતી હતી, આજે વપરાતી સ્મૉલ-કેલીબર બ્રીચલોડીંગ મેગેઝીન રાઈફલ તેની સરખામણીમાં ચાર ગણા અંતરે, દસ ગણી ચોકસાઈથી, અને દસ ગણી ઝડપથી નિશાનને વીંધી શકે છે. એ વખતે તોપોમાં રાઉન્ડ અને ગ્રેઈપ શોટ વપરાતા હતા, આજે પર્કશન શેલ વપરાય છે, સારામાં સારી નાકાબંધીને તોડી પાડવા માટે એવો એક તોપગોળો પૂરતો સાબિત થાય છે. એ વખતે બળતી નાકાબંધીઓને તોડીને માર્ગ કરવા માટે કોદાળી વપરાતી, આજે સુરંગના ધડાકા કરવામાં આવે છે.

બીજી તરફ, વિદ્રોહીઓના સંબંધમાં બધા સંજોગો બદતર બની ગયા છે. લોકોના બધા વિભાગોની હમદર્દી ધરાવતો વિદ્રોહ ફરી ભાગ્યે જ થાય, વર્ગસંઘર્ષમાં સઘળા મધ્યમ સ્તરો એકલા સર્વહારા વર્ગ ફરતે કદાચ એટલા પ્રમાણમાં એકત્રિત કદી નહિ થાય કે મૂડીદાર વર્ગ ફરતે એકત્રિત પ્રત્યાઘાતની પાર્ટી સરખામણીમાં લગભગ અદૃશ્ય થઈ જાય. એટલે "લોકો" હંમેશાં વિભાજિત રહેશે, ૧૮૪૮માં બહુ અસાધારણ રીતે અસરકારક બની રહેલી કળ તો એ રીતે હાથમાંથી નીકળી ગઈ છે. લશ્કરમાં રહી ચૂકેલા વધારે સિપાહીઓ વિદ્રોહીઓના પક્ષે આવી જાય તો તેમને હથિયારો પૂરાં પાડવાનું કામ પ્રમાણમાં વધારે મુશ્કેલ બને. હથિયારોની દુકાનોમાં મળતી શિકારની તથા શોખની બંદૂકોને પોલીસના હુકમ મુજબ કળનો અમુક ભાગ હઠાવીને પહેલેથી જ નકામી ન બનાવી દેવામાં આવી હોય તોપણ તેઓ નજીકથી લડવામાં આવતી લડાઈમાંયે સિપાહીની મેગેઝીન રાઈફલની તોલે કોઈ રીતે ન જ આવી શકે. ૧૮૪૮ સુધી દારૂના પાવડર અને સીસા વડે જરૂરી દારૂગોળા જાતે જ બનાવી લેવાનું શક્ય હતું. આજે દરેક બંદૂકના કારતૂસો નિરનિરાળા હોય છે, મોટા ઉદ્યોગની પેદાશ હોવાની એકમાત્ર બાબતમાં જ એકસરખા હોય છે, એટલે તેમને ગમે ત્યારે ઝટપટ બનાવી લેવાનું શક્ય નથી હોતું. તેના પરિણામે, બંદૂકને ખાસ બંધબેસતા દારૂગોળા ન હોય ત્યાં સુધી મોટા ભાગની બંદૂકો નકામી સાબિત થાય છે. અને છેલ્લે, ૧૮૪૮ પછી મોટાં શહેરોમાં નવાં બાંધવામાં આવેલાં મકાનોની ગોઠવણી લાંબા સીધા પહોળા માર્ગોમાં કતારબંધ હોય છે, જાણે કેમ નવી તોપો તથા બંદૂકોના પૂરા અસરકારક ઉપયોગને લક્ષમાં રાખીને કરવામાં

આવી હોય. ક્રાંતિવાદી ઘેલો હોય તો જ નાકાબંધીની લડાઈ માટે બર્લિનના ઉત્તર કે પૂર્વ ભાગના નવા કામદાર લત્તાઓની પસંદગી કરે.

તેનો અર્થ શું એવો થાય ખરો કે રસ્તા પરની લડાઈઓ ભવિષ્યમાં કોઈ જાતની ભૂમિકા નહિ ભજવે? ચોક્કસ નહિ જ. તેનો અર્થ માત્ર એટલો જ થાય કે ૧૮૪૮ પછી સંજોગો નાગરિક લડવૈયાઓ માટે ઘણા વધારે પ્રતિકૂળ અને લશ્કર માટે ઘણા વધારે સાનુકૂળ બની ગયા છે. એટલે ભવિષ્યમાં જો એવા પ્રતિકૂળ સંજોગોનો છેદ બીજી બાબતો ઉડાડી દે તો જ રસ્તા પરની લડાઈ વિજયી બની શકે. એ કારણે, મહાન ક્રાંતિમાં રસ્તા પરની લડાઈઓ ક્રાંતિની અધિક પ્રગતિની કક્ષાની સરખામણીમાં આરંભની કક્ષાએ વધારે જવલ્લે થશે, અને એવી લડાઈઓ વધારે મોટાં દળોના આધારે લડવી પડશે. પરંતુ એવી સ્થિતિમાં શક્ય છે કે તેઓ નાકાબંધીના નિષ્ક્રિય દાવપેચને બદલે ઉઘાડા હુમલાની રીત વધારે પસંદ કરે, મહાન ફ્રેંચ ક્રાંતિના આખા ગાળામાં તથા પૅરિસમાં ૧૮૭૦ના સપ્ટેંબરની ચોથી અને ઑકટોબરની ૩૧મી તારીખે[61] એમ જ બન્યું હતું.

વાંચકને હવે સમજાય છે ખરું કે જ્યાં બંદૂકોના ધડાકા થતા હોય અને તલવારો વીંઝાતી હોય ત્યાં જવા અમને તૈયાર કરી દેવાની મુરાદ હાલના હાકેમોને કેમ છે? અમે ઝાઝી પંચાત વગર રસ્તાઓ પર, જ્યાં અમારી હાર પહેલેથી જ ચોક્કસ છે ત્યાં, લડવા નીકળી નથી પડતા એટલે તેઓ અમારી ઉપર કાયરતાનો આક્ષેપ કેમ મૂકે છે? અમને વળી એક વાર તોપના ચારાની ભૂમિકા ભજવવાની આજીજી આટલી આતુરતાથી કેમ કરે છે?

સજજનો આજીજીઓ તથા પડકારોનો ધોધ નકામો, સાવ નકામો, વહેવડાવી રહ્યા છે. અમે મૂરખ નથી. તેઓ આગામી યુદ્ધમાં દુશ્મન પાસેથી પણ કદાચ એવી જ માગણી કરે કે તે પુરાણા જમાનાના ફ્રીટ્ઝની* કતારોની ગોઠવણીમાં, કે પછી વાગ્રામ તથા વૉટરલૂની[62] ઢબે આખેઆખી ડિવિઝનોની કતારોની ગોઠવણીમાં, અને તે પણ ફ્લીન્ટ-લૉક બંદૂક હાથમાં રાખીને, લડવા તૈયાર થઈ જાય. રાષ્ટ્રો વચ્ચેના યુદ્ધના દાખલામાં સંજોગો પલટાઈ ગયા છે, અને વર્ગસંઘર્ષના દાખલામાં પણ એ વાત એટલી જ સાચી છે. અણધાર્યા હુમલાઓનો, બિનજાગૃત લોકસમુદાયોની આગેવાની કરતી નાનકડી જાગૃત લઘુસંખ્યાઓ તરફથી ક્રાંતિઓનો, જમાનો વીતી ગયો છે. જ્યાં સામાજિક સંઘટનના સર્વાંગી

---

*ફ્રેડરિક બીજો.—સં.

રૂપાંતરનો સવાલ હોય ત્યાં લોકસમુદાયો પોતે તેમાં સામેલ હોવા જોઈએ, તેમણે પોતે સમજી લીધું હોવું જોઈએ કે શેનો દાવ લગાવવામાં આવેલો છે, પોતે તનમનથી શેમાં ઝંપલાવી રહ્યા છે. છેલ્લાં પચાસ વરસના ઇતિહાસે આપણને એ વાત શીખવી છે. પરંતુ લોકસમુદાયો સમજી લે કે શું કરવાનું છે, તેને માટે લાંબું ખંતીલું કાર્ય જરૂરી છે, અને અમે હાલ બરાબર એ જ કાર્ય કરી રહ્યા છીએ, વળી તેમાં અમને એવી સફળતા મળી રહી છે કે જે દુશ્મનને હતાશામાં ધકેલી દે છે.

લૅટિન દેશોમાં પણ વધારે ને વધારે પ્રમાણમાં સમજણ આવતી જાય છે કે પુરાણા દાવપેચમાં સુધારણા જરૂરી બની ગઈ છે. મતાધિકારનો ઉપયોગ કરવાના, પહોંચમાં હોય એટલાં બધાંયે પદો જીતી લેવાના, જર્મન ઉદાહરણનું અનુકરણ દરેક ઠેકાણે થઈ રહ્યું છે; તૈયારી વગર હુમલો કરી દેવાની રીતને દરેક ઠેકાણે પૃષ્ઠભૂમિમાં ખસેડી દેવામાં આવી છે.

ફ્રાંસમાં કે જ્યાં એકસો વર્ષોથી વધારે સમય દરમિયાન એક પછી એક ક્રાંતિ પાયાને ખોદી નાખતી રહી છે, જ્યાં એક પણ પાર્ટી એવી નથી કે જેણે કાવતરાં, વિદ્રોહો, તથા બીજાં બધાં ક્રાંતિકારી કદમોમાં ફાળો ન આપ્યો હોય; ફ્રાંસમાં કે જ્યાં તેના પરિણામે સરકારને લશ્કરની વફાદારીની ખાતરી કોઈ રીતે નથી, અને સામાન્ય રીતે જોતાં એકાએક વિદ્રોહી લશ્કરી બળવાના સંજોગો જર્મનીની સરખામણીમાં ઘણા વધારે સાનુકૂળ છે—ફ્રાંસમાં પણ સમાજવાદીઓ વધારે ને વધારે પ્રમાણમાં સમજતા જાય છે કે તેઓ લોકોના વિશાળ સમુદાયને, એટલે આ દાખલામાં કિસાનોને, પોતાને પક્ષે જીતી ન લે ત્યાં સુધી કાયમી વિજય હાંસલ કરી શકે એમ નથી. ત્યાં પણ ધીમા પ્રચારકાર્યને તથા સંસદીય પ્રવૃત્તિને પાર્ટીનાં તાત્કાલિક કર્તવ્યો તરીકે માન્ય કરવામાં આવે છે. હારબંધ સુધરાઈ પરિષદો જીતી લેવામાં આવી છે એટલું જ નહિ પરંતુ પચાસ સમાજવાદીઓને ભવનોમાં સ્થાનો પણ મળ્યાં છે, અને તેઓ ત્રણ પ્રધાનોની તથા પ્રજાસત્તાકના પ્રમુખની હકાલપટ્ટી ક્યારના કરી ચૂક્યા છે. બેલ્જિયમમાં ગયે વરસે કામદારોએ મતાધિકાર બહાલ કરાવી લીધો છે, અને ચોથા ભાગના મતવિસ્તારોમાં વિજય હાંસલ કરી લીધો છે. સ્વીટ્ઝરલૅંડમાં, ઇટાલીમાં, ડેનમાર્કમાં, અને હા, બલ્ગારિયા તથા રુમાનિયામાં પણ, સમાજવાદીઓ સંસદોમાં પ્રતિનિધિઓ ધરાવે છે. ઑસ્ટ્રિયામાં બધી પાર્ટીઓ કબૂલ કરે છે કે રેઈખસ્રાટમાં અમારા પ્રવેશને હવે અટકાવી શકાય એમ નથી. અમે તેમાં દાખલ થવાના જ, એ વાત તો ચોક્કસ છે. હજી વિવાદનો ગણાય એવો તો માત્ર એક

જ સવાલ છે: કયે બારણેથી? રશિયામાં પણ મશહૂર ઝેમ્સ્કી સોબોર—યુવાન નિકોલાઈ જેનો વ્યર્થ સામનો કરી રહ્યો છે એ રાષ્ટ્રીય સભા—ભરાય ત્યારે, ત્યાં પણ, અમે તેમાં પ્રતિનિધિત્વ ધરાવવાની ખાતરીબંધ ગણતરી રાખી શકીએ એમ છીએ.

પરંતુ એથી અમારા વિદેશી સાથીઓ ક્રાંતિ કરવાનો પોતાનો અધિકાર બિલકુલ તજી નથી દેતા. ક્રાંતિ કરવાનો અધિકાર તો આખર એકમાત્ર **ખરેખરો** "ઐતિહાસિક અધિકાર" છે, એકમાત્ર એવો અધિકાર છે કે જેની ઉપર જ, કોઈ પણ અપવાદ વગરનાં અને મેકલેનબુર્ગ સહિતનાં, બધાં આધુનિક રાજ્યો આધારિત છે. મેકલેનબુર્ગની ઉમરાવ વર્ગીય ક્રાંતિ ૧૭૫૫માં "વંશાનુક્રમી પતાવટ"માં ("Erbvergleich"), સામંતશાહીના આજ સુધી હજી માન્ય ગૌરવમય અધિકારપત્રમાં, પૂરી થઈ હતી.[63] ક્રાંતિ કરવાનો અધિકાર સામાન્ય ચેતનામાં એવી નિર્વિવાદ રીતે માન્ય છે કે જનરલ ફોન બોગુસ્લાવ્સ્કી પણ એકમાત્ર એ પ્રજાકીય અધિકારમાંથી જ સત્તાપલટાનો અધિકાર તારવે છે અને પોતાના કૈસર માટે તેને વાજબી ઠરાવે છે.

બીજા દેશોમાં ભલે ગમે તેમ બને પરંતુ જર્મન સામાજિક-લોકશાહીવાદ ખાસ સ્થાન ધરાવે છે અને તેની સાથે સાથે, ઓછામાં ઓછું તાત્કાલિક ભવિષ્યમાં, ખાસ કર્તવ્ય ધરાવે છે. તે જે બે મિલિયન મતદારોને મતદાન કરવા મોકલે છે તેઓ, અને મતાધિકાર ન ધરાવતા જે તરુણ નરનારીઓ તેમની પાછળ ખડાં રહે છે તેઓ, મળીને વધારેમાં વધારે સંખ્યાનો અને વધારેમાં વધારે સુઘટિત લોકસમુદાય બની રહે છે, આંતરરાષ્ટ્રીય સર્વહારા વર્ગીય સેનાનું નિર્ણાયક "આક્રમણ દળ" બની રહે છે. એ લોકસમુદાય કુલ મતદાનના ચોથા ભાગથી વધારે મતો ક્યારનો પૂરા પાડે છે, અને રેઈખસ્ટાગની પેટા-ચૂંટણીઓ, અલગ અલગ રાજ્યોમાં વિધાનસભાની ચૂંટણીઓ, અને સુધરાઈ પરિષદો તથા ધંધાકીય અદાલતોની ચૂંટણીઓ બતાવી આપે છે કે તેમાં નિરંતર વધારો થઈ રહ્યો છે. તેની વૃદ્ધિ પ્રાકૃતિક પ્રક્રિયા જેટલી જ આપોઆપ, એકધારી, અદમ્ય રીતે, અને સાથોસાથ શાંત રીતે થઈ રહી છે. બધી સરકારી દખલબાજી તેની સામે નાકૌવત સાબિત થઈ ગઈ છે. અમે આજે પણ સવા બે મિલિયન મતોની ખાતરી રાખી શકીએ છીએ. જો એમ જ ચાલતું રહે તો સદીના અંત સુધીમાં અમે સમાજના મધ્યમ સ્તરના મોટા ભાગને, નિમ્ન-મૂડીદારોને તથા નાના કિસાનોને, અમારા પક્ષે જીતી લઈશું, અને વૃદ્ધિ પામીને દેશમાં એવી નિર્ણાયક શક્તિ બની જઈશું કે જેની સામે બીજી બધી શક્તિઓને ગમે કે ન ગમે તોયે

ઝૂકી જવું પડશે. એ વૃદ્ધિ આપોઆપ જ હાલની સરકારી પદ્ધતિના કાબૂની બહાર નીકળી જાય ત્યાં સુધી તેને ચાલુ રાખવી, દરરોજ વધતા જતા એ આક્રમણ દળને મોખરાની ઝપાઝપીઓમાં વેડફી ન નાખવું પરંતુ નિર્ણાયક દિવસ સુધી અકબંધ જાળવી રાખવું— અમારું મુખ્ય કર્તવ્ય એવું છે. જર્મનીમાં સમાજવાદી લડાયક દળોની એકધારી વૃદ્ધિને જેના થકી અમુક વખત પૂરતી અટકાવી શકાય, અથવા કેટલાક વખત પૂરતી પાછી ઊલટી દિશામાં વાળી પણ શકાય, એવી એક જ રીત છે: લશ્કર સાથે મોટા પાયાની ટક્કર, ૧૮૭૧માં પૅરિસમાં કરવામાં આવેલી એવી ખૂનરેજી. લાંબે ગાળે તેને પણ પહોંચી વળાશે. મિલિયનોની સંખ્યામાં સભ્યો ધરાવતી પાર્ટી ઉપર ગોળીઓ વરસાવીને તેની હયાતી ખતમ કરી નાખવાનું કામ તો યુરોપ અને અમેરિકાની બધી મેગેઝીન બંદૂકો માટે પણ વધારે પડતું ગણાય. પરંતુ ધોરણસરનો વિકાસ અવરોધાય, અણીની વેળાએ આક્રમણ દળ કદાચ મોજૂદ ન હોય, નિર્ણાયક લડાઈમાં ઢીલ થાય, તે લાંબી ચાલે અને તેમાં વધારે મોટી કુરબાનીઓ આપવી પડે.

વિશ્વ ઈતિહાસનો વ્યંગ દરેક બાબતને ઊંધીચત્તી કરી નાખે છે. અમે, "ક્રાંતિવાદીઓ", "ઊથલાવી પાડનારાઓ"—અમે ગેરકાનૂની રીતો અને ઊથલાવી પાડવાનાં કદમો કરતાં કાનૂની રીતોના આધારે ઘણા વધારે તાકાતવાન બની રહ્યા છીએ. પોતાને વ્યવસ્થાની પાર્ટીઓ તરીકે ઓળખાવતી પાર્ટીઓ પોતે જ પેદા કરેલા કાનૂની સંજોગોમાં ખતમ થઈ રહી છે. તેઓ ઓદીલોન બાર્રોના સંગાથમાં હતાશાના પોકારો પાડે છે; la légalité nous tue, કાયદેસરતા અમારું મોત બની રહી છે. પરંતુ એ જ કાયદેસરતામાં અમારા સ્નાયુઓ મજબૂત બની રહ્યા છે, અમારા ગાલ ગુલાબી બની રહ્યા છે, અને અમે સનાતન જીવન જેવા દેખાઈ રહ્યા છીએ. અને તેમને ખુશ કરવા માટે અમને રસ્તાઓ પરની લડાઈઓમાં ધકેલાઈ જવા દઈએ એટલા ઘેલા અમે ન હોઈએ તો અંતમાં તેમને એ ઘાતક કાયદેસરતામાં ભંગાણ પાડીને ભાગી છૂટવા સિવાય બીજું કંઈ કરવાનું બાકી રહેતું નથી.

દરમિયાનમાં તેઓ ઊથલાવી પાડવાનાં કદમો વિરુદ્ધ નવા કાનૂનો ઘડે છે. વળી બધું ઊંધુંચત્તું થઈ જાય છે. આજે ઊથલાવી પાડવાનાં કદમોનો ઝનૂની વિરોધ કરનારાઓ શું ગઈકાલે પોતે જ ઊથલાવી પાડનારાઓ નહોતા? ૧૮૬૬નો આંતરવિગ્રહ શું અમે કોઈ રીતે શરૂ કરેલો? હેનોવરના રાજાને, હેસ્સેનના નિર્વાચકને, તથા નાસ્સાઉના ઠાકોરને, તેમનાં વારસાગત કાનૂની રજવાડાંમાંથી શું અમે હાંકી કાઢેલા? અને તેમનાં વારસાગત રજવાડાં શું અમે તફડાવી લીધેલાં?

ઈશ્વરની કૃપાના આધારે જર્મન મહાસમવાયને તેમ જ ત્રણ તાજધારી રાજાઓને ઊથલાવી પાડનારા એ લોકો હવે ઊથલાવી પાડવાનાં કદમોની ફરિયાદ કરે છે! Quis tulerit Gracchos de seditione querentes?* બિસ્માર્કના ભક્તોને ઊથલાવી પાડવાનાં કદમો સામે દેકારા કોણ કરવા દે?

તેઓ છતાંયે ઊથલાવી પાડવાનાં કદમો વિરુદ્ધ કાનૂનો ભલે અપનાવતા રહે, એ કાનૂનોને ભલે બદતર બનાવતા રહે, આખા ફોજદારી કાનૂનને ભલે રબરમાં પલટાવી નાખે, પરંતુ તેમને પોતાની નાકૌવતીની નવી સાબિતી સિવાય બીજું કંઈ મળવાનું નથી. તેઓ સામાજિક-લોકશાહીવાદને ગંભીર ફટકો લગાવવા માગતા હોય તો તેમને એ ઉપરાંત બીજાં સાવ જુદાં પગલાંનો આશરો લેવો પડશે. હાલ કાનૂનની મર્યાદાઓમાં રહીને બહુ સફળ કામગીરી કરતા સામાજિક-લોકશાહીવાદ તરફથી ઊથલાવી પાડવાના કદમને તેઓ, કેવળ વ્યવસ્થાની પાર્ટીઓ તરફથી ઊથલાવી પાડવાના કદમ વડે જ, કાનૂનનો ભંગ કર્યા વગર કોઈ રીતે ન જ ટકી શકે એવા કદમ વડે જ, નાકામયાબ બનાવી શકે એમ છે. રસ્તા પર લડાઈ લડવા લલચાઈ જવાનો સાફ ઇનકાર કરનારા કામદારો ઉપર તૂટી પડવાની કદાચ હજી શક્ય એકમાત્ર રીત તેમને પ્રશિયન નોકરશાહ હેર રોસ્લેરે તથા પ્રશિયન જનરલ હેર ફોન બોગુસ્લાવ્સ્કીએ બતાવી છે. બંધારણનો ભંગ, સરમુખત્યારી, પાછી આપખુદશાહી, regis voluntas suprema lex! ** એટલે, સજ્જનો, હિંમત કરો; એ સંબંધમાં અધકચરાં પગલાં નહિ ચાલે, તમારે પૂરેપૂરું ઝંપલાવી દેવું પડશે!

પરંતુ ભૂલતા નહિ કે બધાં નાનાં રાજ્યો તથા સામાન્ય રીતે બધાં આધુનિક રાજ્યોની જેમ જ જર્મન સામ્રાજ્ય પણ **કરારની પેદાશ** છે, પહેલી વાત એ કે રાજાઓના પરસ્પર કરારની, અને બીજી વાત એ કે લોકો સાથે રાજાઓના કરારની, પેદાશ છે. જો એક પક્ષ કરારનો ભંગ કરે તો આખો કરાર ભોંયભેગો થઈ જાય, પછી બીજો પક્ષ પણ બંધાયેલો ન રહે, એ તો બિસ્માર્કે આપણને ૧૮૬૬માં બહુ સુંદર રીતે બતાવી આપ્યું હતું. એટલે તમે રેઈખના બંધારણનો ભંગ કરો તો સામાજિક લોકશાહીવાદ છૂટો થઈ જાય અને તમારા સંબંધમાં મરજી પડે એમ કરી શકે. પરંતુ તે આજે તમારી સામે ભાગ્યે જ ભસી નાખે કે પોતે એ વખતે શું કરશે.

---

*ગ્રાકખી રાજદ્રોહની ફરિયાદ સાંભળવા કોણ તૈયાર હોય? (યુવેનાલ, Satire 2). —સં.

**રાજાની મરજી એટલે સર્વોપરી કાનૂન! —સં.

રોમન સામ્રાજ્યમાં જ્યારે ઊથલાવી પાડવાનું ધોરણ ધરાવતી જોખમી પાર્ટી એવી જ રીતે સક્રિય હતી ત્યાર પછી સોળ સદીઓ, વરસોની લગભગ પાકી ગણતરીએ સોળ સદીઓ, વીતી ગઈ છે. તેણે ધર્મને નબળો પાડી દીધો હતો અને રાજ્યના બધા પાયાઓને ખોદી નાખ્યા હતા, સીઝરની મરજી સર્વોપરી કાનૂન હોવાની વાતને સાફ નકારી કાઢી હતી, તેને કોઈ પિતૃભૂમિ નહોતી, તે આંતરરાષ્ટ્રીય હતી, તે ગાઉલથી લઈને એશિયા સુધી સામ્રાજ્યના બધા દેશોમાં તેમ જ સામ્રાજ્યની સરહદોની પાર ફેલાઈ ગઈ હતી. તે લાંબા સમય સુધી ગુપ્ત રીતે, ભૂગર્ભમાં, રાજદ્રોહની પ્રવૃત્તિઓ ચલાવતી રહી હતી. પરંતુ તેણે ગણનાપાત્ર સમય દરમિયાન પોતાને જાહેરમાં પ્રવૃત્તિઓ ચલાવવા માટે પૂરતી તાકાતવાન ગણી હતી. ઊથલાવી પાડવાનું ધોરણ ધરાવતી એ પાર્ટી ખ્રિસ્તીઓના નામે ઓળખાતી હતી, અને તે લશ્કરમાં પણ જોરદાર પ્રતિનિધિત્વ ધરાવતી હતી, આખેઆખાં સૈન્યો ખ્રિસ્તી હતાં. તેમને સ્થાપિત મૂર્તિપૂજક ધર્મની બલિદાન વિધિઓમાં હાજર રહીને સન્માન દાખવવાનો હુકમ કરવામાં આવ્યો ત્યારે ચળવળિયા સિપાહીઓએ વિરોધ જાહેર કરવા ટોપાઓ ઉપર વિચિત્ર ચિહ્નો — ક્રૉસ — ચોંટાડવાની ગુસ્તાખી કરેલી. ઉપરી અફસરો તરફથી રોજની ટેવ મુજબ બૅરેકોમાં ધાકધમકી પણ નાકામયાબ થઈ ગયેલી. સમ્રાટ ડીયોકલેટીઆનના લશ્કરમાં વ્યવસ્થા, તાબેદારી, અને શિસ્તના પાયા ખોદાઈ રહ્યા હતા ત્યારે તે મૂંગોમૂંગો જોતો ન રહી શક્યો. હજી વખત હતો ત્યારે તેણે જોમદાર દખલગીરી કરી. તેણે સમાજવાદ-વિરોધી — માફ કરજો, હું ખ્રિસ્તીધર્મ-વિરોધી કહેવા માગતો હતો — કાનૂન જાહેર કર્યો. ઊથલાવી પાડનારાઓને સભાઓ ભરવાની મનાઈ ફરમાવી દેવામાં આવી, તેમનાં સભાભવનો બંધ કરી દેવામાં આવ્યાં અથવા પાડી પણ નાખવામાં આવ્યાં, સેકસોનીમાં રાતા રૂમાલોની બંધીની જેમ ખ્રિસ્તી ચિહ્નો, ક્રૉસ, વગેરેની બંધી ફરમાવી દેવામાં આવી. ખ્રિસ્તીઓને જાહેર પદો માટે નાલાયક જાહેર કરી દેવામાં આવ્યા. તેમને કોર્પોરલના પદનીયે છૂટ નહોતી. હેર ફોન કોલ્લેરે ઊથલાવી પાડવાના કદમ વિરુદ્ધ કાનૂનનો[64] ખરડો ઘડી કાઢ્યો છે તેમાં "વ્યક્તિઓના સંબંધમાં" બહુ સરસ તાલીમ પામેલા ન્યાયાધીશોની જોગવાઈ છે, પરંતુ એ સમયે તો એવા ન્યાયાધીશો હતા જ નહિ, એટલે ધડ દઈને તેમને અદાલતમાં ઇનસાફ માગવાની જ મનાઈ ફરમાવી દેવામાં આવી. એ અસાધારણ કાનૂનનીયે કશી અસર ન પડી. ખ્રિસ્તીઓએ તેને તુચ્છકારમાં દીવાલો પરથી ફાડી નાખ્યો. એવી ધારણા પણ કરવામાં આવે છે કે તેમણે સમ્રાટની પરવા કર્યા વગર નિકોમેદિયાનો તેનો મહેલ બાળી નાખ્યો હતો.

પછી સમ્રાટે આપણા યુગના ૩૦૩ના વર્ષમાં ખ્રિસ્તીઓની ઉપર કારમું દમન વરસાવીને વેર વાળ્યું. પરંતુ તે એવી જાતનું આખરી દમન હતું. અને તે એટલું અસરકારક હતું કે સત્તર વરસ પછી લશ્કરમાં ભારે મોટા ભાગના માણસો ખ્રિસ્તીઓ હતા, તથા તેના પછી આખા રોમન સામ્રાજ્યની ગાદીએ આવેલા આપખુદશાહ કોન્સ્ટાંટીને, પાદરીઓ તરફથી 'મહાન'નું બિરુદ પામેલા કોન્સ્ટાંટીને, ખ્રિસ્તીધર્મને રાજ્યના ધર્મ તરીકે ઘોષિત કર્યો.

લંડન, ૬ માર્ચ, ૧૮૯૫

**ફ્રે. એંગેલ્સ**

૧૮૯૪-૯૫ દરમિયાન
«*Die Neue Zeit*» સામયિકના
બીજા ગ્રંથના ૨૭મા તથા ૨૮મા અંકમાં
સંક્ષિપ્ત રૂપમાં અને નીચેના
પુસ્તકમાં પ્રકાશિત:
કાર્લ માર્ક્સ, «*Die Klassenkämpfe in Frankreich* 1848 bis 1850»,
બર્લિન, ૧૮૯૫

## માર્ક્સ તરફથી પાવેલ વાસીલ્યેવિચ આન્નેન્કોવને

### પૅરિસમાં

બ્રસેલ્સ, ૨૮ ડિસેંબર (૧૮૪૬)

પ્રિય મહોદય આન્નેન્કોવ,

પહેલી નવેંબરના તમારા પત્રનો જવાબ તમને ઘણા વખત પહેલાં જ મળી ગયો હોત, પરંતુ પુસ્તકોના દુકાનદારે મિસ્ટર પ્રુધોંનું પુસ્તક «*The Philosophy of Poverty*» મને ગયે અઠવાડિયે જ મોકલ્યું. તેને વિશે મારો અભિપ્રાય તમને તરત આપી શકું એટલા ખાતર મેં તેને બે દિવસમાં વાંચી લીધું છે. મેં પુસ્તક બહુ ઉતાવળમાં વાંચ્યું છે એટલે હું વિગતોમાં ઊતરી શકું એમ નથી પરંતુ તેણે મારા મનમાં પાડેલી છાપ વિશે જ તમને જણાવી શકું એમ છું. તમારી ઇચ્છા હોય તો હું બીજા પત્રમાં વિગતોમાં ઊતરી શકું.

મારે ખુલ્લા દિલે એકરાર કરી લેવો જોઈએ કે મને પુસ્તક સમગ્ર દૃષ્ટિએ જોતાં ખરાબ લાગ્યું છે, અને બહુ ખરાબ લાગ્યું છે. મિસ્ટર પ્રુધોંએ કશા ઘાટઘૂટ વગરની એ ઘમંડી કૃતિમાં પ્રદર્શિત કરેલા "જર્મન તત્ત્વજ્ઞાનના ધાબા"ને તો તમે પણ તમારા પત્રમાં હસી કાઢ્યું છે, પરંતુ તમે ધારો છો કે દાર્શનિક ઝેરનો ચેપ આર્થિક દલીલને નથી લાગ્યો. હું પણ આર્થિક દલીલની ખામીઓમાં મહાશય પ્રુધોંના તત્ત્વજ્ઞાનને કારણભૂત ગણવાના વલણથી બહુ વેગળો છું. મિસ્ટર પ્રુધોંએ રાજકીય અર્થશાસ્ત્રની ખોટી સમાલોચના રજૂ કરી છે તેનું કારણ એ નથી કે તે બેહૂદો દાર્શનિક સિદ્ધાંત ધરાવે છે, પરંતુ તેણે આપણી સામે બેહૂદો દાર્શનિક સિદ્ધાંત એવા કારણસર રજૂ કર્યો છે કે તેને આજની સામાજિક પદ્ધતિ તાત્ત્વિક દૃષ્ટિએ, મહાશય પ્રુધોંએ ફુરિયેના લખાણોમાંથી બીજી ઘણી બાબતોની જેમ જ તફડાવી લીધેલા શબ્દોનો ઉપયોગ કરીએ તો તાત્ત્વિક દૃષ્ટિએ, સમજાઈ નથી.

મિસ્ટર પ્રુધોં ઈશ્વરની, સર્વસામાન્ય તર્કની, અને માનવજાતિના એવા

અવૈયક્તિક તર્કની વાતો શા માટે કરે છે કે જે કદી ભૂલમાં નથી પડતો, જે બધા યુગો દરમિયાન હંમેશાં અડીખમ ટકી રહ્યો છે, અને સત્ય જાણી લેવા માટે કેવળ જેની સમુચિત સભાનતા જ ધરાવવાનું જરૂરી છે? તે પોતાને હિંમતવાન ચિંતકના દેખાવમાં રજૂ કરવા માટે કમજોર હેગેલપંથનો આશરો શા માટે લે છે?

તે પોતે જ તેની ગૂંચવણનું કારણ ચીંધે છે. મિસ્ટર પ્રુધોંને ઇતિહાસમાં સામાજિક ઘટનાઓની હારમાળા દેખાય છે. તેને ઇતિહાસમાં પ્રગતિ સિદ્ધ થયેલી જોવા મળે છે. છેલ્લે તેને જોવા મળે છે કે માનવીઓ વ્યક્તિઓ તરીકે જાણતા નથી હોતા કે પોતે શું કરી રહ્યા છે, ખુદ પોતાની ગતિ વિશે ભૂલભરેલો ખ્યાલ ધરાવતા હોય છે, એટલે એમ કે તેમનો સામાજિક વિકાસ પહેલી નજરે તેમના વ્યક્તિગત વિકાસથી નિરાળો, અલગ, અને સ્વતંત્ર લાગે છે. તે એ હકીકતોનો ખુલાસો નથી આપી શકતો, એટલે સર્વત્ર વ્યક્ત તથા સર્વસામાન્ય તર્કનું અનુમાન બહુ સરસ રીતે કામમાં આવી જાય છે. રહસ્યમય કારણો, એટલે કે સામાન્ય બુદ્ધિ વગરનાં વાક્યો, ઉપજાવી કાઢવાના કામથી વધારે સહેલું બીજું કંઈ નથી હોતું.

પરંતુ મિસ્ટર પ્રુધોં પોતે માનવજાતિના ઐતિહાસિક વિકાસ વિશે કશુંયે ન સમજતો હોવાનો એકરાર કરતી વેળા—તે આવા આડંબરી શબ્દો વાપરીને એકરાર કરે છે: સર્વસામાન્ય તર્ક, ઈશ્વર, વગેરે—સૂચિત અને અચૂક એકરાર નથી કરી લેતો કે પોતે **આર્થિક વિકાસને** સમજવા અશક્ત છે?

સમાજનું રૂપ ભલે ગમે એવું હોય, પણ સમાજ એટલે શું? માનવીઓની પરસ્પર ક્રિયાની પેદાશ. માનવીઓને સમાજનું આ કે તે રૂપ પસંદ કરવાની આઝાદી હોય છે ખરી? કોઈ રીતે નહિ. માનવીની ઉત્પાદક આવડતોના વિકાસની ખાસ સ્થિતિની ધારણા કરો તો તેમાં વાણિજ્ય અને વપરાશનું ખાસ રૂપ હશે. ઉત્પાદન, વાણિજ્ય, અને વપરાશના વિકાસની ખાસ કક્ષાઓની ધારણા કરો તો તેમાં સામાજિક બંધારણ તેને અનુરૂપ હશે, પરિવારની તથા દરજ્જાઓની તથા વર્ગોની સંઘટના તેને અનુરૂપ હશે, ટૂંકમાં નાગરિક સમાજ તેને અનુરૂપ હશે. કોઈ ખાસ નાગરિક સમાજની ધારણા કરો તો તેમાં ખાસ રાજકીય સંજોગો હશે કારણ કે રાજકીય સંજોગોમાં તો નાગરિક સમાજની કેવળ સત્તાવાર અભિવ્યક્તિ જ હોય છે. મિસ્ટર પ્રુધોં એ બધું કદી નહિ સમજી શકે કારણ કે તેના ખ્યાલ મુજબ તે રાજ્યને બદલે નાગરિક સમાજને, એટલે કે સમાજના સત્તાવાર સારસંક્ષેપને બદલે સત્તાવાર સમાજને, અપીલ કરીને કશુંક મહાન કરી રહ્યો છે.

માનવીઓ **પોતાની ઉત્પાદક શક્તિઓની,** તેમના સમગ્ર ઇતિહાસનો આધાર અંકિત કરતી ઉત્પાદક શક્તિઓની, પસંદગી કરવાની આઝાદી ન ધરાવતા હોવાની વાત ઉમેરવાનું બિનજરૂરી છે કારણ કે દરેક ઉત્પાદક શક્તિ મેળવેલી શક્તિ હોય છે, પુરોગામી પ્રવૃત્તિની પેદાશ હોય છે. એટલે એ ઉત્પાદક શક્તિઓમાં અમલી માનવીય ઉદ્યમનું પરિણામ અંકિત હોય છે, પરંતુ ખુદ એ ઉદ્યમ જ માનવીઓ જે સંજોગોમાં હોય તેના આધારે, ક્યારની મેળવી લેવામાં આવેલી ઉત્પાદક શક્તિઓના આધારે, તેમના અસ્તિત્વ પહેલાં અસ્તિત્વ ધરાવતા સામાજિક રૂપના આધારે, જેનું સર્જન તેઓ નથી કરતી પરંતુ જે પુરોગામી પેઢીની પેદાશ હોય છે એ સામાજિક રૂપના આધારે, થાય છે. પુરોગામી પેઢીએ મેળવેલી ઉત્પાદક શક્તિઓ દરેક નવી પેઢીને હસ્તક આવી જતી હોય છે, એ ઉત્પાદક શક્તિઓ નવી પેઢી માટે નવા ઉત્પાદનની કાચી સામગ્રીની કામગીરી બજાવતી હોય છે, એવી સાદી હકીકતને કારણે માનવ ઇતિહાસમાં એકજાતની સુસંગતતા આવી જાય છે, માનવજાતિનો એવો ઇતિહાસ ઘાટ ધારણ કરે છે કે જે માનવીની ઉત્પાદક શક્તિઓના, અને એટલે તેના સામાજિક સંબંધોના, વધારે વિકાસની સાથે સાથે એટલા વધારે પ્રમાણમાં માનવજાતિનો ઇતિહાસ બની રહે છે. તેમાંથી આવશ્યક રીતે ફલિત થાય છે કે માનવીઓનો સામાજિક ઇતિહાસ તેમના વ્યક્તિગત વિકાસનો ઇતિહાસ હોય છે, તેઓ એ વિશે સભાન હોય કે ન હોય તોપણ એવો ઇતિહાસ હોય છે. તેમના ભૌતિક સંબંધો તેમના બધા સંબંધોના આધારના સ્થાને હોય છે. એ ભૌતિક સંબંધો તો કેવળ એવાં અનિવાર્ય રૂપો જ હોય છે કે જેમાં તેમની ભૌતિક અને વ્યક્તિગત પ્રવૃત્તિ મૂર્ત થતી હોય છે.

મિસ્ટર પ્રુધોં વિચારો અને વસ્તુઓનો ગોટાળો કરી નાખે છે. માનવીઓ પોતે હાંસલ કરી લીધેલું કશું કદી તજી નથી દેતા, પરંતુ તેનો અર્થ એવો નથી કે તેમણે અમુક ઉત્પાદક શક્તિઓ જે સામાજિક રૂપમાં મેળવી હોય એ રૂપને કદી ન તજી દે. એથી ઊલટું, સાધી લેવામાં આવેલું પરિણામ તેમના હાથમાંથી છીનવાઈ ન જાય અને તેઓ સભ્યતાનાં સુફળોને ખોઈ ન બેસે એટલા ખાતર તેમને, જ્યારે કાર્યવ્યાપાર ચાલુ રાખવાની તેમની રીત તેમણે મેળવેલી ઉત્પાદક શક્તિઓ જોડે બંધબેસતી ન રહે એ ઘડીથી, પોતાનાં બધાં પરંપરાગત સામાજિક રૂપો બદલાવી નાખવાં પડે છે. અહીંયાં મેં "કાર્યવ્યાપાર" શબ્દ વધારેમાં વધારે બહોળા અર્થમાં, જર્મન ભાષામાં અમે Verkehr શબ્દ વાપરીએ છીએ એવી રીતે, વાપર્યો છે. દાખલા તરીકે: વિશેષાધિકારો, મહાજનો તથા

મંડળોની સંસ્થા, મધ્યયુગનું નિયામક શાસન, એ બધું એવા સામાજિક સંબંધોને અંકિત કરતું હતું કે જે એકલા જ ઉપાર્જિત ઉત્પાદક શક્તિઓ જોડે, અને જે સામાજિક સ્થિતિ અગાઉ અસ્તિત્વમાં હતી તથા જેમાંથી એ સંસ્થાઓનો ઉદ્ભવ થયો હતો તેની જોડે, બંધબેસતા હતા. મંડળો અને નિયમોના વ્યવસ્થાતંત્રના રક્ષણ હેઠળ મૂડીનો સંચય કરવામાં આવ્યો, પરદેશો સાથેનો વ્યાપાર વિકસાવવામાં આવ્યો, વસાહતો સ્થાપવામાં આવી. પરંતુ તેનાં ફળો જે રૂપોની ઓથમાં પાક્યાં હતાં તેમને જાળવી રાખવાની કોશિશ માનવીઓએ કરી હોત તો તેઓ એ ફળોને ખોઈ બેઠા હોત. એટલે બે વાર ગાજવીજનાં તોફાનો તૂટી પડયાં—૧૬૪૦ની અને ૧૬૮૮ની ક્રાંતિઓ. ઇંગ્લૅંડમાં તમામ પુરાણાં આર્થિક રૂપો, એ રૂપો જોડે બંધબેસતા સામાજિક સંબંધો, અને પુરાણા નાગરિક સમાજની સત્તાવાર અભિવ્યક્તિને અંકિત કરતા રાજકીય સંજોગોનો ખાતમો થઈ ગયો. એ રીતે, માનવીઓ જે આર્થિક રૂપોમાં ઉત્પાદન, વપરાશ, અને વિનિમય કરતા હોય છે એ રૂપો **નાશવંત અને ઐતિહાસિક** હોય છે. માનવીઓને નવી ઉત્પાદક આવડતો હાંસલ થઈ જાય ત્યારે તેઓ ઉત્પાદનની રીતને, અને ઉત્પાદનની રીતની સાથોસાથ બધા આર્થિક સંબંધોને, ઉત્પાદનની એ ખાસ રીતના કેવળ જરૂરી સંબંધો જ બની રહેતા બધા આર્થિક સંબંધોને, બદલાવી નાખે છે.

મિસ્ટર પ્રુધોં એ બાબતને સમજ્યો નથી અને તેણે તેને એથીયે ઓછી પ્રદર્શિત કરી છે. ઇતિહાસની ખરી ગતિને પારખવા અશક્ત મિસ્ટર પ્રુધોં વેગીલી તરંગમાળા, દ્વંદ્વાત્મક હોવાનો ગુમાની દાવો કરતી તરંગમાળા, પેદા કરે છે. સત્તરમી, અઢારમી, કે ઓગણીસમી સદીની વાત કરવાનું તેને જરૂરી નથી લાગતું કારણ કે તેનો ઇતિહાસ તરંગના ધૂંધળા જગતમાં આગળ વધે છે અને સ્થળ તથા કાળથી ખૂબ ઊંચે પહોંચી જાય છે. ટૂંકમાં, એ ઇતિહાસ નથી પણ પુરાણી હેગેલપંથી કચરાપટ્ટી છે, દુન્યવી ઇતિહાસ—માનવીનો ઇતિહાસ—નહિ પણ પવિત્ર ઇતિહાસ—વિચારોનો ઇતિહાસ—છે. તેની દૃષ્ટિમાં માનવી તો ખાલી એવું સાધન હોય છે કે જેને વિચાર અથવા સનાતન તર્ક પોતાને પ્રગટ કરવા માટે ઉપયોગમાં લે છે. મિસ્ટર પ્રુધોં જે **ઉત્ક્રાંતિઓની** વાત કરે છે તેમને નિરપેક્ષ વિચારની રહસ્યમય કૂખમાં સધાતી ઉત્ક્રાંતિઓ જેવી સમજવામાં આવે છે. એ ગૂઢ ભાષાનો પડદો ફાડી નાખવામાં આવે તો વાત એમ છે કે મિસ્ટર પ્રુધોં જે વ્યવસ્થા રજૂ કરે છે તેમાં આર્થિક પ્રવર્ગો તેના પોતાના માનસની અંદર ગોઠવાઈ જાય છે. મને તમારી સામે એમ સાબિત કરી

આપવામાં ઝાઝી મહેનત નહિ પડે કે એ વ્યવસ્થા બહુ જ અવ્યવસ્થિત માનસની છે.

મિસ્ટર પ્રુધોં પુસ્તકની શરૂઆત **મૂલ્યની** સમીક્ષાથી કરે છે, એ તેનો માનીતો વિષય છે. હું એ સમીક્ષાનું પરીક્ષણ આજે હાથમાં નહિ લઉં.

સનાતન તર્કની આર્થિક ઉત્ક્રાંતિઓની હારમાળા **શ્રમના વિભાજનથી** શરૂ થાય છે. મિસ્ટર પ્રુધોંની નજરમાં શ્રમનું વિભાજન તો એકદમ સાદી બાબત છે. પરંતુ વર્ણોની પદ્ધતિ પણ શું શ્રમના ખાસ વિભાજનને અંકિત નહોતી કરતી? મંડળોની પદ્ધતિમાં શું શ્રમનું બીજું એક વિભાજન અંકિત નહોતું? અને ઇંગ્લૅંડમાં સત્તરમી સદીના મધ્યમાં શરૂ થયેલી તથા અઢારમી સદીના છેલ્લા ભાગમાં ખતમ થઈ ગયેલી હાથ-ઉત્પાદનની પદ્ધતિમાં શ્રમનું વિભાજન પણ, મોટા પાયાના આધુનિક ઉત્પાદનમાં શ્રમના વિભાજનથી, શું તદ્દન નિરાળું નહોતું?

મિસ્ટર પ્રુધોં સત્યથી એટલો બધો વેગળો છે કે જે બાબતને દુન્યવી અર્થશાસ્ત્રીઓ સુદ્ધાં લક્ષમાં લેતા હોય છે તેને તે અવગણે છે. તે શ્રમના વિભાજનની વાત કરતી વેળા **વિશ્વબજારના** ઉલ્લેખને જરૂરી નથી ગણતો. બહુ સારું. પરંતુ ચૌદમી અને પંદરમી સદીઓમાં હજી સંસ્થાનો નહોતાં એ સમયનું, યુરોપને માટે અમેરિકા હજી જાણે અસ્તિત્વમાં જ નહોતું અને પૂર્વ એશિયા કેવળ કોન્સ્ટંટીનોપલના માધ્યમ મારફત જ અસ્તિત્વમાં હતું ત્યારનું, શ્રમનું વિભાજન, સત્તરમી સદીમાં જ્યારે સંસ્થાનો ક્યારનાં વિકસાવી લેવામાં આવ્યાં હતાં ત્યારના શ્રમના વિભાજનથી, શું મૂળભૂત રીતે નિરાળું ન હોવું જોઈએ?

વાત એટલી જ નથી. રાષ્ટ્રોની આખી આંતરિક સંઘટનામાં તેમના બધા આંતરરાષ્ટ્રીય સંબંધો શ્રમના ખાસ વિભાજન સિવાય બીજું કંઈ છે ખરા? અને શ્રમનું વિભાજન બદલાઈ જાય ત્યારે શું એ સંબંધો ન બદલાઈ જવા જોઈએ?

મિસ્ટર પ્રુધોં શ્રમના વિભાજનની સમસ્યાને એટલી ઓછી સમજ્યો છે કે શહેર અને ગામના વિયોજનનો, દાખલા તરીકે જર્મનીમાં નવમી સદીથી બારમી સદી દરમિયાન થતા રહેલા એવા વિયોજનનો, ઉલ્લેખ પણ ક્યારેય નથી કરતો. મિસ્ટર પ્રુધોંની નજરમાં એ વિયોજન તો જાણે સનાતન નિયમ જેવું છે કારણ કે તેને તેના મૂળનીયે ખબર નથી અને વિકાસનીયે ખબર નથી. તે આખા પુસ્તકમાં પહેલેથી છેલ્લે સુધી એવી રીતે વાત કરે છે કે જાણે ઉત્પાદનની ખાસ રીતનું એ સર્જન કાળના અંત સુધી ટકી રહેશે. મિસ્ટર પ્રુધોં શ્રમના

વિભાજન વિશે જે કંઈ જણાવે છે તે બધું તેની પહેલાં ઍડમ સ્મીથ અને બીજા હજારો માણસોએ કરેલા કથનની ખાલી તારવણી જ છે, અને તે પણ બહુ ઉપરછલ્લી તથા અધૂરી તારવણી છે.

બીજી ઉત્ક્રાંતિ એટલે **યંત્રો**. શ્રમના વિભાજન અને યંત્રો વચ્ચેનું જોડાણ મિસ્ટર પ્રુધોં માટે એકદમ ગૂઢ બાબત બની રહે છે. શ્રમના દરેક પ્રકારના વિભાજનમાં ઉત્પાદનનાં વિશિષ્ટ ઓજારો હતાં. દાખલા તરીકે, સત્તરમી સદીના મધ્ય ભાગ અને અઢારમી સદીના મધ્ય ભાગ દરમિયાન લોકો દરેક વસ્તુ હાથ વડે જ બનાવતા હોય એવું નહોતું. તેઓ ઓજારો, વળી બહુ અટપટાં ઓજારો, ધરાવતા હતા, દાખલા તરીકે સાળો, જહાજો, ઉચ્ચાલકો, વગેરે.

એ રીતે, યંત્રોની ઉત્પત્તિ સામાન્ય રૂપના શ્રમના વિભાજનમાંથી તારવવા કરતાં વધારે બેહૂદું બીજું કંઈ નથી.

વાત નીકળી છે તો હું એ પણ જણાવી દઉં કે મિસ્ટર પ્રુધોંને યંત્રોની ઐતિહાસિક ઉત્પત્તિ બહુ ઓછી સમજાઈ છે, પરંતુ તેનો વિકાસ તો એથીયે ઓછો સમજાયો છે. એમ કહી શકાય કે ૧૮૨૫ના વરસ સુધી — પહેલી સામાન્ય કટોકટીના ગાળા સુધી — સામાન્ય રીતે વપરાશની માંગો ઉત્પાદન કરતાં વધારે ઝડપથી વધી હતી, અને યંત્રોના વિકાસમાં બજારની જરૂરિયાતોનું આવશ્યક પરિણામ અંકિત હતું. ૧૮૨૫ પછી નવાં યંત્રોની રચના અને ઉપયોગમાં કામદારો અને માલિકો વચ્ચેની લડાઈનું કેવળ પરિણામ જ અંકિત રહ્યું છે. પરંતુ એ વાત એકલા ઇંગ્લૅંડના સંબંધમાં ખરી છે. યુરોપી રાષ્ટ્રો તો પોતાનાં આંતરિક બજારોમાં તેમ જ દુનિયાના બજારમાં અંગ્રેજોની હરીફાઈને લીધે યંત્રો અપનાવવાની હાલતમાં ધકેલાઈ ગયાં હતાં. છેલ્લે, ઉત્તર અમેરિકામાં યંત્રોનો ઉપયોગ બીજા દેશોની હરીફાઈને લીધે તેમ જ માણસોની તંગીને લીધે, ઉત્તર અમેરિકાની વસતિ અને ઔદ્યોગિક જરૂરિયાતો વચ્ચેના વિષમપ્રમાણને લીધે, શરૂ થયો હતો. એ હકીકતોમાંથી તમે જોઈ શકશો કે મિસ્ટર પ્રુધોં ત્રીજી ઉત્ક્રાંતિ તરીકે, યંત્રોના વિરોધી તત્ત્વ તરીકે, હરીફાઈના ભૂતને ખડું કરી દેતી વેળા કેવું શાણપણ વિકસાવે છે!

અંતમાં અને સામાન્ય રીતે, **યંત્રોને** શ્રમના વિભાજન, હરીફાઈ, ધિરાણ, વગેરેની જોડાજોડ આર્થિક પ્રવર્ગ બનાવી દેવાનું તદ્દન બેહૂદું છે.

જેમ હળ ખેંચતો બળદ કોઈ રીતે આર્થિક પ્રવર્ગ નથી એમ જ યંત્રો પણ કોઈ રીતે આર્થિક પ્રવર્ગ નથી. હાલના જમાનામાં યંત્રોનો **ઉપયોગ** હાલની આર્થિક પદ્ધતિના સંબંધોમાંનો એક છે, પરંતુ યંત્રોના ઉપયોગની રીત યંત્રોથી

સાવ નિરાળી હોય છે. ભૂકી તો ભૂકી જ હોય છે, પછી તેનો ઉપયોગ દારૂની ભૂકી તરીકે માણસને જખમી બનાવવા માટે કરવામાં આવે કે દવાની ભૂકી તરીકે માણસના જખમોની પાટાપિંડીમાં કરવામાં આવે.

મિસ્ટર પ્રુધોં હરીફાઈ, ઈજારદારી, કરવેરા કે પોલીસ, વેપારનું તારણ, ધિરાણ, તથા મિલકતને, મેં અહીંયાં જેવી રીતે ગોઠવ્યાં છે એવા જ ક્રમમાં, પોતાના ભેજામાં વિકસવા દે છે ત્યારે તો ખુદ પોતાને પણ આંટી દે છે. ઈંગ્લૅંડમાં ધિરાણની લગભગ બધી રીતો અઢારમી સદીના આરંભ સુધીમાં, યંત્રોની રચના થવા લાગી તે પહેલાં, વિકસાવી લેવામાં આવી હતી. સાર્વજનિક ધિરાણ તો કરવેરા વધારવાની, અને મૂડીદાર વર્ગ સત્તાસ્થાને આવવાથી ઊભી થયેલી નવી માંગો સંતોષવાની, કેવળ નવી રીતને જ અંકિત કરતું હતું.

છેલ્લે, મિસ્ટર પ્રુધોંની પદ્ધતિનો આખરી પ્રવર્ગ **મિલકતો** છે. બીજી તરફ, વાસ્તવિક જગતમાં શ્રમનું વિભાજન અને મિસ્ટર પ્રુધોંના બીજા બધા પ્રવર્ગો સામાજિક સંબંધો હોય છે, અને તેઓ સૌ મળીને સમગ્ર રૂપમાં મિલકત, આજે જે **મિલકત તરીકે** ઓળખાય છે તે, બની રહે છે, એ સંબંધોની બહાર મૂડીવાદી મિલકત આધિભૌતિક અથવા ધારાકીય ભ્રમ સિવાય બીજું કંઈ જ નથી. જુદા યુગની મિલકત, સામંતી મિલકત, સાવ જુદા સામાજિક સંબંધોની હારમાળામાં વિકસે છે. મિસ્ટર પ્રુધોં મિલકતને સ્વતંત્ર સંબંધ તરીકે સ્થાપવામાં પદ્ધતિની ભૂલથીયે વધારે કંઈક કરે છે: સાફ જાહેર કરે છે કે તે **મૂડીવાદી** ઉત્પાદનનાં બધાં રૂપોને સાંકળી રાખતી કડીને સમજ્યો જ નથી, વિશિષ્ટ યુગમાં ઉત્પાદનનાં રૂપોના **ઐતિહાસિક** અને **નાશવંત** સ્વરૂપને સમજ્યો જ નથી. આપણી સામાજિક સંસ્થાઓને ઐતિહાસિક પેદાશો તરીકે ન ગણતો, તેમની ઉત્પત્તિને કે વિકાસને ન સમજી શકતો, મિસ્ટર પ્રુધોં કેવળ તેમની મતાંધ ટીકા જ રજૂ કરી શકે.

એટલે મિસ્ટર પ્રુધોંને વિકાસનો ખુલાસો કરવા માટે **તરંગનો** આશરો લેવો પડે છે. તે કલ્પના કરી લે છે કે શ્રમનું વિભાજન, ધિરાણ, યંત્રો, વગેરે બધું તેના અચલ ખ્યાલની, સમાનતાના ખ્યાલની, સેવા બજાવવા માટે ઘડી કાઢવામાં આવ્યું હતું. તેના ખુલાસામાં અલૌકિક ભોળપણ છે. એ બાબતોને સમાનતાના હિતમાં ઘડી કાઢવામાં આવી હતી, પરંતુ દુર્ભાગ્યે તેઓ સમાનતાની વિરુદ્ધ થઈ ગઈ. તેની આખી દલીલ એવી છે. બીજા શબ્દોમાં કહીએ તો તે બિનજરૂરી ધારણા કરી લે છે, અને પછી વસ્તુગત વિકાસ દરેક ડગલે તેના તરંગનું ખંડન કરે ત્યારે તારવણી કરે છે કે આંતરવિરોધ છે. પરંતુ તે ખરી

હકીકતને છુપાવી રાખે છે કે આંતરવિરોધ તો માત્ર તેના અચલ ખ્યાલો અને વાસ્તવિક ગતિ વચ્ચે જ અસ્તિત્વમાં છે.

એ રીતે, મિસ્ટર પ્રુધોં મુખ્યત્વે તો ઐતિહાસિક જાણકારી ન ધરાવતો હોવાથી પારખી નથી શકતો કે માનવીઓ જેમ જેમ પોતાની ઉત્પાદક અવડતોને વિકસાવતા જાય, એટલે કે જિંદગી જીવતા જાય, તેમ તેમ એકબીજાની સાથે અમુક સંબંધો વિકસાવતા રહે છે, અને ઉત્પાદક આવડતોમાં પરિવર્તન તથા વૃદ્ધિની સાથે સાથે એ સંબંધોમાં પણ આવશ્યક રીતે પરિવર્તન થાય જ. તે પારખી નથી શક્યો કે **આર્થિક પ્રવર્ગો** તો એ વસ્તુગત સંબંધોની કેવળ **અમૂર્ત અભિવ્યક્તિઓ** જ હોય છે, અને એ સંબંધો અસ્તિત્વમાં હોય ત્યાં સુધી જ યથાર્થ બની રહે છે. એટલે તે મૂડીવાદી અર્થશાસ્ત્રીઓ જેવી જ ભૂલ કરે છે. મૂડીવાદી અર્થશાસ્ત્રીઓ એ પ્રવર્ગોને સનાતન ગણે છે, એવા ઐતિહાસિક નિયમો તરીકે નથી ગણતા કે જે વિશિષ્ટ ઐતિહાસિક વિકાસને લગતા, ઉત્પાદક શક્તિઓના ચોક્કસ વિકાસને લગતા, નિયમો જ હોય છે. એટલે મિસ્ટર પ્રુધોં રાજકીય-આર્થિક પ્રવર્ગોને વાસ્તવિક નાશવંત ઐતિહાસિક સામાજિક સંબંધોની અમૂર્ત અભિવ્યક્તિઓ ગણવાને બદલે, રહસ્યાત્મક અવળી દૃષ્ટિને લીધે, વાસ્તવિક સંબંધોમાં કેવળ એ અમૂર્તતાઓનાં મૂર્તિમંત રૂપોને જ દેખી શકે છે. એ અમૂર્તતાઓ તો એવાં સૂત્રો છે કે જે જગતના આરંભથી પ્રભુપિતાના હૃદયમાં નિદ્રાસ્થ પડેલાં રહ્યાં છે.

પરંતુ અહીંયાં આપણો નેક મિસ્ટર પ્રુધોં બૌદ્ધિક આંચકીઓ ખાવા લાગે છે. જો એ બધા આર્થિક પ્રવર્ગો પ્રભુના હૃદયમાંથી ફૂટી નીકળતા હોય, માનવીના ગોપિત અને સનાતન જીવનને અંકિત કરતા હોય, તો એવું કેવી રીતે બને છે કે એક તો વિકાસ જેવું કંઈ છે, અને બીજું, મિસ્ટર પ્રુધોં રૂઢિવાદી નથી? એ આંતરવિરોધોનો ખુલાસો તેણે વિષમતાઓની આખી પદ્ધતિ રજૂ કરીને આપ્યો છે.

વિષમતાઓની એ પદ્ધતિ ઉપર પ્રકાશ પાથરવા માટે આપણે એક દાખલો લઈએ.

**ઈજારદારી** સારી વસ્તુ છે કારણ કે તે આર્થિક પ્રવર્ગ છે અને એટલે પ્રભુમાંથી ફૂટી નીકળે છે. હરીફાઈ સારી વસ્તુ છે કારણ કે તે પણ આર્થિક પ્રવર્ગ છે. પરંતુ જે સારું નથી એ તો ઈજારદારીની વાસ્તવિકતા અને હરીફાઈની વાસ્તવિકતા છે. વળી એથીયે બદતર તો એવી હકીકત છે કે હરીફાઈ અને ઈજારદારી એકબીજીને ભરખી જાય છે. ત્યારે કરવું શું? પ્રભુના એ બે સનાતન

વિચારો એકબીજાનું ખંડન કરે છે, એટલે મિસ્ટર પ્રુધોંને સાવ સ્વાભાવિક લાગે છે કે પ્રભુના હૃદયની અંદર એ બન્નેનો સમન્વય પણ છે, અને તેમાં ઈજારદારીનાં અનિષ્ટોનો છેદ હરીફાઈ ઉડાડી દે છે તથા હરીફાઈનાં અનિષ્ટોનો છેદ ઈજારદારી ઉડાડી દે છે. એ બે વિચારો વચ્ચેના સંઘર્ષના પરિણામે કેવળ તેમનું ઇષ્ટ પાસું જ નજર સામે આવશે, એ ગુપ્ત વિચારને પ્રભુ પાસેથી ઝડપી લેવામાં આવે અને લાગુ કરી દેવામાં આવે તો બધું સરસ મઝાનું થઈ જાય, માનવીના અવૈયક્તિક તર્કના અંધકારમાં છુપાઈને પડેલા સમન્વયના નુસખાને પ્રગટ કરવાનું જરૂરી છે. અને તેને પ્રગટ કરનાર તરીકે આગળ આવવામાં મિસ્ટર પ્રુધોં એક પળ પણ અચકાતો નથી.

પરંતુ વાસ્તવિક જીવન ઉપર એક પળ નજર નાખી લો. આજના જમાનાના આર્થિક જીવનમાં કેવળ હરીફાઈ તથા ઈજારદારી જ નહિ પરંતુ તેમનો સમન્વય પણ જોવા મળે છે, અને એ સમન્વય **નુસખો** નથી પરંતુ **ગતિ** છે. ઈજારદારી હરીફાઈને પેદા કરે છે, હરીફાઈ ઈજારદારીને પેદા કરે છે. મૂડીવાદી અર્થશાસ્ત્રીઓ ધારી લે છે કે એ સમીકરણ હાલની પરિસ્થિતિઓની મુશ્કેલીઓને દૂર કરી દે છે, પરંતુ એમ નથી બનતું, તે હજી વધારે મુશ્કેલ અને ગોટાળા ભરેલી પરિસ્થિતિમાં પરિણમે છે. એટલે, હાલના જમાનાના આર્થિક સંબંધો જેની ઉપર ખડા છે એ પાયામાં ફેરફાર કરી દેવામાં આવે, ઉત્પાદનની હાલની **રીતને** ખતમ કરી નાખવામાં આવે, તો કેવળ હરીફાઈ, ઈજારદારી, તથા તેમની વિષમતા જ નહિ પરંતુ તેમની એકતા, તેમનો સમન્વય, હરીફાઈ અને ઈજારદારીની ખરી સમતુલા બની રહેતી ગતિ, પણ ખતમ થઈ જાય.

હવે હું તમને મિસ્ટર પ્રુધોંની દ્વંદ્વાત્મક સમજણનો એક દાખલો આપીશ.

**આઝાદી અને ગુલામી** વિષમતા બની રહે છે. મારે આઝાદીનાં ઇષ્ટ અને અનિષ્ટ પાસાંની વાત કરવાનું, કે પછી ગુલામીના સંબંધમાં તેનાં અનિષ્ટ પાસાંની છણાવટ કરવાનું, જરૂરી નથી. માત્ર એક જ બાબતનો ખુલાસો જરૂરી છે, ગુલામીના ઇષ્ટ પાસાનો. અહીંયાં આપણે પરોક્ષ ગુલામીની, સર્વહારા વર્ગની ગુલામીની, છણાવટ નહિ પરંતુ સીધી ગુલામીની, સુરીનામમાં તથા બ્રાઝીલમાં, તથા ઉત્તર અમેરિકાનાં દક્ષિણ રાજ્યોમાં કાળી જાતિઓની ગુલામીની, છણાવટ કરી રહ્યા છીએ.

આજે આપણા ઔદ્યોગિક કારોબારમાં યંત્રો, ધિરાણ, વગેરે જેટલા પ્રમાણમાં કેંદ્રસ્થાને છે એટલા જ પ્રમાણમાં કેંદ્રસ્થાને સીધી ગુલામી પણ છે. ગુલામી વગર કપાસ પેદા ન થાય, કપાસ વગર આધુનિક ઉદ્યોગ ન ચાલે. ગુલામીએ

સંસ્થાનોને મૂલ્ય બક્ષ્યું છે, સંસ્થાનોએ વિશ્વ વ્યાપારનું સર્જન કર્યું છે, વિશ્વ વ્યાપારમાં મોટા પાયાના યંત્ર ઉદ્યોગની આવશ્યક શરત અંકિત છે. એ રીતે, હબસીઓને વેચવા-ખરીદવાનું શરૂ થયું તે પહેલાં, સંસ્થાનો પુરાણી દુનિયાને સાવ થોડીક જ પેદાશો પૂરી પાડતાં હતાં, અને તેમણે દુનિયાની સૂરતમાં કશું દેખીતું પરિવર્તન નહોતું આણ્યું. એટલે ગુલામીમાં સર્વોપરી મહત્ત્વનો આર્થિક પ્રવર્ગ અંકિત છે. ઉત્તર અમેરિકા, વધારેમાં વધારે પ્રગતિ સાધનારો દેશ, ગુલામી વગર તો પછાત પિતૃપ્રધાન દેશમાં પલટાઈ જાય. ઉત્તર અમેરિકાને રાષ્ટ્રોના નકશામાંથી ભૂંસી નાખો એટલે ખાલી અરાજકતા, વ્યાપારનું તથા આધુનિક સભ્યતાનું પૂરેપૂરું પતન, બાકી રહે. પરંતુ ગુલામીને અદૃશ્ય થઈ જવા દેવી એટલે ઉત્તર અમેરિકાને રાષ્ટ્રોના નકશામાંથી ભૂંસી નાખવું. ગુલામી આર્થિક પ્રવર્ગ છે એટલે જ તે આપણને જગતના આરંભથી દરેક રાષ્ટ્રમાં જોવા મળે છે. આધુનિક રાષ્ટ્રો પોતપોતાના દેશોમાં ગુલામીને ખાલી છુપાવી રાખતાં જાણે છે, પરંતુ નવી દુનિયામાં તેની આયાત ખુલ્લંખુલ્લા કરવામાં આવી છે. ગુલામી વિશે આવાં વિધાનો પછી આપણો લાયક મિસ્ટર પ્રુધોં આગળ શું કરશે? આઝાદી અને ગુલામીનો સમન્વય સાધવાની, તેમની વચ્ચે સુવર્ણમધ્યક અથવા સમતુલા શોધી કાઢવાની, કોશિશ કરશે.

મિસ્ટર પ્રુધોંએ એક હકીકત બહુ સારી રીતે સમજી લીધી છે કે માનવીઓ કાપડ, શણના વણાટની ચીજો, તથા રેશમ પેદા કરે છે, અને એટલું થોડુંક સમજી લેવાની બાબત તેની ભારે લાયકાતને જાહેર કરે છે! પરંતુ તે નથી સમજ્યો કે એ જ માનવીઓ તેમની શક્તિઓ મુજબ **સામાજિક સંબંધોને** પણ પેદા કરે છે, અને કાપડ તથા શણના વણાટની ચીજો તેઓ એ સંબંધોના સંજોગોમાં બનાવે છે. વળી તે એથીયે ઓછું સમજ્યો છે કે પોતાની ભૌતિક ઉત્પાદકતા મુજબ પોતાના સામાજિક સંબંધોને પેદા કરનારા માનવીઓ **વિચારોને** તથા **પ્રવર્ગોને**, એટલે કે એ જ સામાજિક સંબંધોની અમૂર્ત વૈચારિક અભિવ્યક્તિઓને, પણ પેદા કરતા હોય છે. એટલે પ્રવર્ગો જે સંબંધોને વ્યક્ત કરતા હોય છે તેમની જેમ જ તેઓ પણ સનાતન કોઈ રીતે નથી હોતા, ઐતિહાસિક તથા નાશવંત પેદાશો હોય છે. પરંતુ મિસ્ટર પ્રુધોંની નજરમાં, એથી ઊલટું, અમૂર્તતાઓ તથા પ્રવર્ગો આદ્ય કારણના સ્થાને છે. તેના ખ્યાલ મુજબ, માનવીઓ નહિ પરંતુ તેઓ જ ઇતિહાસ બનાવે છે. જો અમૂર્તતાને, પ્રવર્ગને, કેવળ **અમૂર્તતા, પ્રવર્ગ,** તરીકે, મતલબ કે માનવીઓથી અને તેમની ભૌતિક પ્રવૃત્તિઓથી અલગ તારવીને, લેવામાં આવે તો તે બેશક અમર, અવિકારી, અચલ, હોય છે,

વિશુદ્ધ તર્કના અસ્તિત્વનું કેવળ એક રૂપ હોય છે, પરંતુ એ તો એમ કહેવાની કેવળ જુદી રીત જ છે કે અમૂર્તતાને અમૂર્તતા તરીકે લેવામાં આવે તો તે અમૂર્ત હોય છે. વખાણવી પડે એવી **દ્વિરુક્તિ!**

એમ, પ્રવર્ગો તરીકે ગણવામાં આવતા આર્થિક સંબંધો મિસ્ટર પ્રુધોંની નજરમાં ઉત્પત્તિ કે પ્રગતિ વગરનાં સનાતન સૂત્રો છે.

આપણે વાતને જુદી રીતે રજૂ કરીએ: મિસ્ટર પ્રુધોં સીધું નથી જણાવી દેતો કે **મૂડીવાદી જીવન** તેની નજરમાં **સનાતન સત્ય** છે. મૂડીવાદી સંબંધોને ચિંતનના રૂપમાં વ્યક્ત કરતા પ્રવર્ગોમાં દેવત્વનું આરોપણ કરીને તે આડકતરી રીતે એમ જણાવે છે. તે મૂડીવાદી સમાજની પેદાશોને, તેઓ તેના માનસમાં પ્રવર્ગોના રૂપમાં, ચિંતનના રૂપમાં, રજૂ થાય કે તરત, આપમેળે ઉદ્ભવ પામેલી અને પોતાની આગવી જિંદગીઓ ધરાવતી સનાતન હસ્તીઓ ગણી લે છે. તે મૂડીવાદી વિચારોના આધારે કામગીરી કરે છે, એ વિચારોના સનાતન સત્યની ધારણા પહેલેથી બાંધી લે છે, એટલે તેમના સમન્વયની, સમતુલાની, ખોજ કરે છે, પરંતુ તેને સમજાતું નથી કે હાલની જે રીતે તેઓ સમતુલાની સ્થિતિમાં પહોંચે છે એ જ એકમાત્ર શક્ય રીત છે.

ખરેખર, રીતસરના બધા મૂડીવાદીઓ જેમ કરે એમ જ તે પણ કરે છે. તેઓ જણાવે છે કે હરીફાઈ, ઇજારદારી, વગેરેને સિદ્ધાંતની દૃષ્ટિએ જોવામાં આવે, એટલે કે અમૂર્ત વિચારો તરીકે ગણવામાં આવે, તો તેઓ જ જીવનના એકમાત્ર આધારને અંકિત કરે છે, પરંતુ અમલમાં જોવામાં આવે તો તેમાં ઘણું બાકી રહી જાય છે. તેઓ સૌ હરીફાઈની ઘાતક અસરો વગરની હરીફાઈ વાંછે છે. તેઓ સૌ અશક્યની, મતલબ કે મૂડીવાદી અસ્તિત્વના સંજોગોનાં આવશ્યક પરિણામો વગર એવા સંજોગોની, વાંછના કરે છે. તેમની અંદર કોઈ નથી સમજતું કે જેવી રીતે ઉત્પાદનનું સામંતી રૂપ ઐતિહાસિક તથા નાશવંત હતું એવી જ રીતે મૂડીવાદી રૂપ પણ ઐતિહાસિક તથા નાશવંત છે. એ ભૂલ એવી હકીકતમાંથી પેદા થાય છે કે તેમની નજરમાં મૂડીવાદી માનવી જ દરેક સમાજના એકમાત્ર શક્ય આધારને અંકિત કરે છે, જેમાં માનવીઓ મૂડીવાદી મટી ગયા હોય એવા સમાજની ધારણા જ તેઓ નથી કરી શકતા.

એટલે મિસ્ટર પ્રુધોં **જડ સિદ્ધાંતવાદી** છે. હાલના જમાનાની દુનિયાને ઊંધીચત્તી કરી નાખતી ઐતિહાસિક ગતિ તેની નજરમાં બે મૂડીવાદી વિચારોની સમુચિત સમતુલાને, સમન્વયને, શોધી કાઢવાની સમસ્યાની કક્ષાએ ઊતરી જાય છે. એટલે ચતુર આદમી ચાલાકી અજમાવીને પ્રભુના ગોપિત ખ્યાલને,

એકબીજાથી વેગળા બે વિચારોની એકતાને, શોધી કાઢે છે, પરંતુ એ વિચારો એકબીજાથી વેગળા તો માત્ર એવા કારણસર જ છે કે મિસ્ટર પ્રુધોંએ તેમને વાસ્તવિક જીવનથી, વર્તમાન સમયના ઉત્પાદનથી, તેઓ જેને વ્યક્ત કરે છે એ વાસ્તવિકતાઓના સંયોજનને અંકિત કરતા ઉત્પાદનથી, વેગળા કરી દીધા છે. માનવીઓએ હાંસલ કરી લીધેલી નવી ઉત્પાદક શક્તિઓ અને એ શક્તિઓ જોડે હવે મેળ ન ખાતા તેમના સામાજિક સંબંધો વચ્ચેના ઘર્ષણમાંથી ઉદ્‌ભવ પામતી મહાન ઐતિહાસિક ગતિના સ્થાને, દરેક રાષ્ટ્રની અંદર જુદાજુદા વર્ગો વચ્ચે તેમ જ અલગ અલગ રાષ્ટ્રો વચ્ચે જે ભયાનક યુદ્ધોની તૈયારીઓ થઈ રહી છે તેમના સ્થાને, લોકસમુદાયોના અમલી તથા એકદમ જોરદાર એવા કદમના સ્થાને કે એકમાત્ર જેના થકી જ એ ઘર્ષણોનો નિવેડો આણી શકાય એમ છે—એ વિરાટ, દીર્ઘ, અને જટિલ ગતિના સ્થાને મિસ્ટર પ્રુધોં તેના પોતાના માથાની તરંગી ગતિ રજૂ કરી દે છે. વાત એમ છે કે વિદ્વાન માનવીઓ જ, પ્રભુના ગોપિત વિચારોને તફડાવી લેવાની કરામત જાણતા માનવીઓ જ, ઇતિહાસ બનાવતા હોય છે. સાધારણ લોકોએ તો તેમને મુખેથી વહેતી દેવવાણી કેવળ લાગુ જ કરવાની હોય છે.

હવે તમને સમજાશે કે મિસ્ટર પ્રુધોં કેમ દરેક રાજકીય આંદોલનનો કટ્ટર દુશ્મન બની રહે છે. તેની નજરમાં હાલની સમસ્યાઓનો ઉકેલ પ્રજાકીય કદમમાં નહિ પરંતુ તેના પોતાના માથાની દ્વંદ્વાત્મક ચક્રગતિમાં સમાયેલો છે. તેની નજરમાં પ્રવર્ગો તો પ્રેરક બળો છે, એટલે પ્રવર્ગોને બદલાવવા માટે વાસ્તવિક જીવનને બદલાવી નાખવાનું જરૂરી નથી. વાત એથી સાવ ઊલટી છે. પ્રવર્ગોને બદલાવી નાખવા જોઈએ અને તેના પરિણામે હયાત સમાજમાં પરિવર્તન આવી જશે.

આંતરવિરોધોનો મેળ બેસાડી દેવા ઝંખતો મિસ્ટર પ્રુધોં પૂછતોયે નથી કે એ આંતરવિરોધોના પાયાને જ તોડીને ફગાવી દેવાનું જરૂરી છે કે નહિ. તે બરાબર રાજકીય જડ સિદ્ધાંતવાદી જેવો છે, રાજાને અને પ્રતિનિધિ ભવનને અને ઉમરાવ ભવનને સામાજિક જીવનના અંતર્ગત ભાગો તરીકે, સનાતન પ્રવર્ગો તરીકે, રાખવા માગતા સિદ્ધાંતવાદી જેવો છે. તે કેવળ એવા નવા સૂત્રની જ તલાશ કરતો રહે છે કે જેના થકી એ પરિબળો વચ્ચે સમતુલા સ્થાપી શકે, પરંતુ તેમની સમતુલા તો ચોક્કસ રીતે એવી વસ્તુગત ગતિમાં જ સમાયેલી હોય છે કે જેમાં એક પરિબળ બીજા પરિબળનું ક્યારેક વિજેતા અને ક્યારેક ગુલામ હોય છે. એ રીતે, અઢારમી સદીમાં મધ્યમ કક્ષાનાં સંખ્યાબંધ માનસો એવા કોઈ ખરા સૂત્રની તલાશમાં ડૂબી ગયા હતા કે જે સામાજિક દરજ્જાઓ,

ઉમરાવ વર્ગ, રાજા, સંસદ, વગેરેને સમતુલાની સ્થિતિમાં આણી દે, પરંતુ એક દિવસે સવારે જાગતાં જ તેમને જોવા મળ્યું કે કોઈ રાજા, સંસદ, અથવા ઉમરાવ વર્ગ જેવું કશું વાસ્તવમાં બાકી રહ્યું જ નહોતું. એ વિષમતામાં ખરી સમતુલા એવા તમામ સામાજિક સંબંધોને ઊથલાવી પાડવાની હતી કે જે એ સામંતી અસ્તિત્વોના આધારની, તથા એ સામંતી અસ્તિત્વોની વિષમતાના આધારની, કામગીરી બજાવતા હતા.

મિસ્ટર પ્રુધોં સનાતન વિચારોને, વિશુદ્ધ તર્કના પ્રવર્ગોને, એક તરફ અને માનવ હસ્તીઓને તથા તેમના વાસ્તવિક જીવનને, તેના ખ્યાલ મુજબ એ પ્રવર્ગોના વિનિયોગને અંકિત કરતા જીવનને, બીજી તરફ મૂકે છે એટલે તેની બાબતમાં શરૂઆતથી જ જીવન અને વિચારો વચ્ચે, આત્મા અને કાયા વચ્ચે, એક જાતનું દ્વૈત, અનેક રૂપોમાં પુનરાવર્તી દ્વૈત, જોવા મળે છે. હવે તમે જોઈ શકશો કે એ વિષમતામાં તો મિસ્ટર પ્રુધોં જે પ્રવર્ગોમાં દેવત્વનું આરોપણ કરે છે તેમની દુન્યવી ઉત્પત્તિ અને દુન્યવી ઇતિહાસને સમજવાની તેની અશક્તિ સિવાય બીજું કશું જ નથી.

મારો પત્ર ક્યારનો વધારે પડતો લાંબો થઈ ગયો છે એટલે મિસ્ટર પ્રુધોંએ સામ્યવાદની વિરુદ્ધ રજૂ કરેલી બેહૂદી કેફિયતની વાત કરવાની ગુંજાશ નથી રહી. પરતુ તમે એટલું તો માનશો કે જે માણસ સમાજની વર્તમાન સ્થિતિને સમજ્યો નથી તેના સંબંધમાં ધારણા કરી શકાય કે એ સ્થિતિને પલટાવી નાખવાનું વલણ ધરાવતી ગતિને, તથા એ ક્રાંતિકારી ગતિની સાહિત્યિક અભિવ્યક્તિઓને, તે એથીયે ઓછી સમજતો હોય.

હું જે **એકમાત્ર બાબતમાં** મિસ્ટર પ્રુધોં સાથે પૂરેપૂરો સહમત છું તે વેવલાં સમાજવાદી દિવાસ્વપ્નો તરફ તેના અણગમાની છે. મેં તેનાથી પહેલાં જ એવા વેવલાઈભર્યા, તરંગી, અને મૂઢતા ભરેલા સમાજવાદની ઠેકડી ઉડાડીને ઘણીબધી દુશ્મનાવટ વહોરી લીધી હતી. પરંતુ મિસ્ટર પ્રુધોં સમાજવાદી લાગણીવેડાના વિરોધમાં નિમ્ન-મૂડીવાદી લાગણીવેડા—મારો નિર્દેશ ઘર, દાંપત્યપ્રેમ, તથા એવી જ બધી નમાલી બાબતો વિશે તેના આવેશમય બૂમબરાડાઓ તરફ છે—રજૂ કરીને, ફુરિયેનાં લખાણોમાં જે આપણા લાયક મિસ્ટર પ્રુધોંની ઘમંડી ચવાયેલી વાતોથી ઘણા વધારે ઊંડાણમાં પહોંચી ગયેલા છે એવા લાગણીવેડા રજૂ કરીને, શું ખુદ પોતાને જ વિચિત્ર રીતે ભ્રમમાં નથી નાખી દેતો? તે પોતાની દલીલોની પોકળતા વિશે, એવી બાબતોની વાત

કરવાની પોતાની તદ્દન અશક્તિ વિશે, પોતે જ એટલો બધો સભાન છે કે ક્રોધાવેશના જોરદાર ધડાકા કરે છે, રાડારાડીની ધાંધલ મચાવી દે છે, પુણ્યપ્રકોપ ઠાલવે છે, મોઢેથી ફીણ ઉડાડવા લાગે છે, ભાંડે છે, ધુતકારે છે, શરમ-શરમ તથા ખૂન-ખૂનના પોકારો કરે છે, છાતી કૂટે છે, અને ઈશ્વર તથા માનવીની સામે ડંફાસ હાંકે છે કે પોતે સમાજવાદી દુષ્કૃત્યો થકી નાપાક નથી બન્યો! તે સમાજવાદી લાગણીવેડાની, અથવા પોતે જેને એવા લાગણીવેડા ગણે છે તેની, ગંભીર ટીકા નથી કરતો. પવિત્ર માનવીની જેમ, પોપની જેમ, તે બિચારા પાપીઓનો બહિષ્કાર જાહેર કરે છે અને નિમ્ન-મૂડીદાર વર્ગનું, તેમ જ ઘરસંસાર સંબંધી કંગાલ પિતૃપ્રધાન તથા લોલુપ ભ્રમોનું, ગૌરવગાન કરે છે. મિસ્ટર પ્રુધોં માથાથી લઈને પગ સુધી આખેઆખો નિમ્ન-મૂડીદાર વર્ગનો તત્ત્વજ્ઞાની તથા અર્થશાસ્ત્રી છે. ઉન્નત સમાજમાં **નિમ્ન-મૂડીદાર** તેની સ્થિતિને લીધે જ આવશ્યક રીતે એક તરફ સમાજવાદી અને બીજી તરફ અર્થશાસ્ત્રી બની જાય છે, એટલે એમ કે તે મોટા મૂડીદાર વર્ગની ભવ્યતાથી અંજાઈ જાય છે અને લોકોની હાડમારીઓ જોઈને તેને હમદર્દી થાય છે. તે એકીવેળાએ મૂડીવાદી પણ હોય છે અને સાધારણ જનતાનો માણસ પણ હોય છે. તે દિલના ઊંડાણમાં પોતાને બિરદાવે છે કે પોતે બિનપક્ષપાતી છે અને સુવર્ણમધ્યકથી નિરાળું કશુંક હોવાનો દાવો કરતી ખરી સમતુલા પોતે શોધી કાઢી છે. એવા પ્રકારનો નિમ્ન-મૂડીવાદી **આંતરવિરોધને** ગૌરવના સાજશણગાર સજાવી દે છે કારણ કે આંતરવિરોધ તેના અસ્તિત્વના આધારના સ્થાને હોય છે. તે પોતે કાર્યરત સામાજિક આંતરવિરોધ સિવાય બીજું કશું નથી હોતો. તેને પોતાની વાસ્તવિક સ્થિતિ સિદ્ધાંતમાં ઉચિત ઠરાવવાની હોય છે, અને મિસ્ટર પ્રુધોં ફ્રેંચ નિમ્ન-મૂડીદાર વર્ગનું વૈજ્ઞાનિક અર્થઘટન કરનાર બની રહેવાની લાયકાત ધરાવે છે—ખરી લાયકાત ધરાવે છે—કારણ કે નિમ્ન-મૂડીદાર વર્ગ આગામી બધી સામાજિક ક્રાંતિઓનો અંતર્ગત ભાગ બની રહેશે.

હું પત્રની સાથે રાજકીય અર્થશાસ્ત્ર વિશેનું મારું પુસ્તક[65] તમને મોકલી શક્યો હોત તો મને બહુ ખુશી થઈ હોત, પરંતુ એ કૃતિને, અને જર્મન તત્ત્વજ્ઞાનીઓ તથા સમાજવાદીઓની* જે ટીકાની વાત મેં તમને બ્રસેલ્સમાં કરેલી તેને, છપાવવાનું અત્યાર સુધી અશક્ય રહ્યું છે. તમે કદી માનશો જ નહિ કે જર્મનીમાં એવા પ્રકારના પ્રકાશનના માર્ગમાં એક તરફ પોલીસ અને

---

* કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એંગેલ્સ, «*The German Ideology.*»—સં.

બીજી તરફ પુસ્તકોના વેપારીઓ, હું જે બધી વૃત્તિઓની ઉપર પ્રહારો કરું છું તેમના તેઓ પોતે જ હિતધારી પ્રતિનિધિઓ હોવાથી, કેવી કેવી મુશ્કેલીઓ ઊભી કરતા હોય છે. અને અમારી પાર્ટીની બાબતમાં ખાલી એટલું જ નથી કે તે નબળી છે, પરંતુ જર્મન કોમ્યુનિસ્ટ પાર્ટીનો મોટો હિસ્સો મારી ઉપર ખીજે ભરાયેલો છે કારણ કે હું તેના તરંગવિહારો તથા આવેશભર્યા લવારાઓનો વિરોધ કરું છું...

મૂળ ફ્રેંચ વાચના પહેલી વાર
નીચેના પુસ્તકમાં પ્રકાશિત:
«*M. M. Stasyulevich and*
*His Contemporaries in Their*
*Correspondence*», ગ્રંથ ૩,
સેંટ પિટર્સબર્ગ, ૧૮૧૨

**માર્ક્સ તરફથી જોસેફ વેઇદેમેયેરને**

**ન્યુ યોર્કમાં**

લંડન, ૫ માર્ચ, ૧૮૫૨

...અને હવે મારે વિશે વાત કરતાં, આધુનિક સમાજમાં વર્ગોના અસ્તિત્વની કે તેમની વચ્ચેના સંઘર્ષની શોધની બાબતમાં મને કોઈ જાતનો યશ મળી શકે એમ નથી. મારાથી લાંબા વખત પહેલાં મૂડીવાદી ઇતિહાસકારોએ એ વર્ગસંઘર્ષના ઐતિહાસિક વિકાસનું, તથા મૂડીવાદી અર્થશાસ્ત્રીઓએ વર્ગોની આર્થિક રૂપરચનાનું, વર્ણન કર્યું હતું. મેં નવું જે કંઈ કર્યું છે તે એમ સાબિત કરવાનું છે કે ૧) **વર્ગોનું અસ્તિત્વ ઉત્પાદનના વિકાસમાં** કેવળ **વિશિષ્ટ ઐતિહાસિક તબક્કાઓ** જોડે જ સંકળાયેલું હોય છે, ૨) વર્ગસંઘર્ષ આવશ્યક રીતે **સર્વહારા વર્ગની સરમુખત્યારીમાં** પરિણમે છે, ૩) એ સરમુખત્યારી પોતે તો **બધા વર્ગોની નાબૂદીની** તથા **વર્ગવિહીન સમાજની** દિશાનું કેવળ સંક્રમણ જ બની રહે છે...

પૂરી વાચના પહેલી વાર
૧૯૩૦માં «*Jungsozialistische*
*Blätter*» સામયિકમાં પ્રકાશિત

## માર્ક્સ તરફથી લુડવિગ કુગેલ્માનને

### હેનોવરમાં

લંડન, ૧૨ એપ્રિલ, ૧૮૭૧

મારી કૃતિ 'અઢારમી બ્રૂમેર' ના* છેલ્લા પ્રકરણ ઉપર નજર ફેરવી લેશો તો તમને મારું એવું કથન જોવા મળશે કે ફ્રેંચ ક્રાંતિનો આગામી પ્રયત્ન અગાઉની જેમ નોકરશાહી લશ્કરી તંત્રને એક હાથમાંથી બીજા હાથમાં ફેરવી નાખવાનો નહિ હોય, પરંતુ તેના **ભુક્કા ઉડાવી દેવાનો હશે**, અને તળ યુરોપખંડમાં દરેક ખરી લોકક્રાંતિની પ્રાથમિક શરત એ જ છે. પૅરિસમાં અમારી પાર્ટીના શૂરા સાથીઓ એવો પ્રયત્ન કરી રહ્યા છે. એ પૅરિસવાસીઓમાં કેવી લચીલાઈ, કેવી ઐતિહાસિક પહેલકદમી, અને કુરબાનીઓ આપવાની કેવી શક્તિ છે! બહારના દુશ્મન કરતાંયે વધારે તો અંદરની દગાખોરીને લીધે છ છ મહિના સુધી ભૂખમરા અને તારાજીની દશા છતાં તેઓ પ્રશિયન બૅયોનેટો તળે ખડા થઈ જાય છે, જાણે કેમ ફ્રાંસ અને જર્મની વચ્ચે યુદ્ધ કદી થયું જ ન હોય અને દુશ્મન હજી પૅરિસને દરવાજે ખડો ન હોય! એવી મહાનતાનો એવો દાખલો ઇતિહાસમાં છે જ નહિ! તેઓ પરાજિત થઈ જાય તો તેમાં દોષ કેવળ તેમના "સદ્‌ભાવ"નો જ રહેશે. પહેલાં વિનુઆ અને પછી પૅરિસના રાષ્ટ્રીય રક્ષક દળના પ્રત્યાઘાતી વિભાગની પીછેહઠ પછી તરત તેમણે કૂચ કરીને વેર્સાઈ ઉપર[66] હુમલો કરવો જોઈતો હતો. તેઓ અંતરાત્માના નૈતિક અંદેશાને લીધે અવસર ચૂકી ગયા. તેઓ **આંતરવિગ્રહ શરૂ નહોતા કરવા** માગતા, જાણે કેમ પેલી પાજી વિકૃત હસ્તી થિયેરે પૅરિસનાં હથિયારો ઉતરાવી લેવાનો પ્રયત્ન કરીને આંતરવિગ્રહ ક્યારનો શરૂ ન કરી દીધો હોય! બીજી ભૂલ: કેંદ્રીય સમિતિએ કોમ્યુનનો માર્ગ મોકળો કરવા માટે સત્તા વધારે પડતી વહેલી છોડી દીધી. ફરી વધારે પડતો "ટેકીલો" નૈતિક અંદેશો! એ ભલે ગમે તેમ હોય, પરંતુ પૅરિસમાં હાલનો વિદ્રોહ—પુરાણા સમાજના વરુઓ, ડુક્કરો, અને હલકટ કૂતરાં તેને કચડી નાખે તોપણ—પૅરિસમાં જૂનના વિદ્રોહ પછી આપણી પાર્ટીના અત્યંત ગૌરવમય કૃત્યને અંકિત કરે છે. સ્વર્ગની ઉપર હલ્લો કરનારા એ પૅરિસવાસીઓને જર્મન-પ્રશિયન પવિત્ર રોમન સામ્રાજ્યના દાસો જોડે સરખાવો, બૅરેકોની, દેવળની,

---

*જુઓ આ સંગ્રહનો ખંડ ૧, પૃષ્ઠ ૧૨૮-૨૪૭.—સં.

ચોરટી-જમીનદારી આલમની, અને સૌથી વધારે તો કૂપમંડૂકની ગંધ મારતા તેના મરણોત્તર સ્વાંગો જોડે સરખાવો.

અહીંયાં મુદ્દાની એક વાત. એલ.બોનાપાર્તના રાજકોષમાંથી સીધી નાણાકીય મદદ મેળવનારાઓને લગતા દસ્તાવેજોના **સત્તાવાર પ્રકાશનમાં** નોંધ છે કે ૧૮૫૯ના ઑગસ્ટમાં **ફોગ્ટને** ૪૦૦૦૦ ફ્રાંક મળ્યા હતા! મેં એ હકીકત લીબ્કનેખ્તને ભવિષ્યમાં ઉપયોગ માટે જાણાવી છે.

તમે મને હકસ્ટહાઉઝેન [67] મોકલી શકો છો કારણ કે હમણાં **થોડા વખતથી** મને કેવળ જર્મનીથી જ નહિ પરંતુ પિટર્સબર્ગથી પણ તરેહવાર પુસ્તિકાઓ વગેરે કશા નુકસાન વગર મળતું રહ્યું છે.

તમે મોકલેલાં જુદાંજુદાં અખબારો બદલ આભાર. (વધુ અખબારો મોકલતા રહેશો કારણ કે હું જર્મની, રેઈખસ્ટાગ, વગેરે વિશે કંઈક લખવા માગું છું.)

પહેલી વાર સંક્ષિપ્ત રૂપમાં
સ્ટુટગાર્ટમાં *«Die Neue Zeit»*
સામયિકના ૧૯૦૧-૨
દરમિયાનના પહેલા ગ્રંથના
૨૩મા અંકમાં પ્રકાશિત

## માર્ક્સ તરફથી લુડવિગ કુગેલ્માનને
## હેનોવરમાં

(લંડન), ૧૭ એપ્રિલ, ૧૮૭૧

...તમારો પત્ર મળી ગયો છે. બરાબર આ સમયે જ ભરચક કામ હાથમાં છે. એટલે માત્ર થોડાક શબ્દો. મને તો જરાય સમજાતું જ નથી કે તમે ૧૮૪૯ના જૂનની ૧૩મી તારીખના નિમ્ન-મૂડીવાદી દેખાવો [68] વગેરેને પૅરિસમાં હાલના સંઘર્ષ સાથે કેવી રીતે સરખાવી શકો છો.

સંઘર્ષને જો સફળતાની અચૂક સાનુકૂળ શક્યતાઓની શરતે જ શરૂ કરવામાં આવે તો વિશ્વ ઈતિહાસનું સર્જન ખરેખર બહુ સહેલું બની જાય. બીજી તરફ, જો "અકસ્માતો" કશી ભૂમિકા ન ભજવે તો તે બહુ ગૂઢ સ્વરૂપનો બની જાય. એ અકસ્માતો સ્વાભાવિક રીતે જ વિકાસના સામાન્ય ક્રમનો ભાગ બની રહેતા

હોય છે, અને બીજા અકસ્માતો તેમનો છેદ ઉડાડી દેતા હોય છે. પરંતુ પ્રવેગ અને વિલંબ એવા "અકસ્માતો" ઉપર બહુ મોટા પ્રમાણમાં અવલંબિત હોય છે, અને આંદોલનની પહેલી આગેવાની કરનારા લોકોનાં રૂપલક્ષણોનો "અકસ્માત" તેમાં સામેલ હોય છે.

આ વખતના નિર્ણાયક રીતે પ્રતિકૂળ "અકસ્માતને" ફ્રેંચ સમાજના સામાન્ય સંજોગોમાં કોઈ રીતે નથી શોધવાનો, તેને તો ફ્રાંસમાં પ્રશિયનોની હાજરી તથા પૅરિસના બનાવોની બરાબર પૂર્વવેળાએ તેમની સ્થિતિમાં શોધવાનો છે. પૅરિસવાસીઓ એ વિશે પૂરા વાકેફ હતા. પરંતુ વેર્સાઈનું મૂડીવાદી ધાડું પણ એ વિશે પૂરું વાકેફ હતું. ચોક્કસ એ કારણે જ તેમણે પૅરિસવાસીઓ સમક્ષ કાં તો લડી લેવાનો અથવા સંઘર્ષ વગર શરણે થઈ જવાનો વિકલ્પ રજૂ કર્યો. બીજા દાખલામાં કામદાર વર્ગની હતાશા ગમે એટલી સંખ્યાના "નેતાઓની" શરણાગતિની કમનસીબી કરતાં ઘણી વધારે મોટી કમનસીબી બની રહી હોત. પૅરિસમાં સંઘર્ષથી મૂડીદાર વર્ગ તથા તેના રાજ્યની સામે કામદાર વર્ગનો સંઘર્ષ નવા તબક્કામાં દાખલ થયો છે. તાત્કાલિક પરિણામ ભલે ગમે એવું આવે, પરંતુ વિશ્વવ્યાપી મહત્ત્વ ધરાવતું પ્રસ્થાનનું નવું બિંદુ સાધી લેવામાં આવ્યું છે...

પહેલી વાર સંક્ષિપ્ત રૂપમાં
સ્ટુટગાર્ટમાં «*Die Neue Zeit*»
સામયિકના ૧૯૦૧-૨ દરમિયાનના
પહેલા ગ્રંથના ૨૩મા અંકમાં પ્રકાશિત

## માર્ક્સ તરફથી ફ્રેડરિક બોલ્ટેને
## ન્યુ યોર્કમાં

(લંડન), ૨૩ નવેંબર, ૧૮૭૧

...**ઈન્ટરનેશનલની** સ્થાપના સમાજવાદી અથવા અર્ધ-સમાજવાદી જૂથોના સ્થાને સંઘર્ષ માટે કામદાર વર્ગનું ખરું સંગઠન સાધવા માટે કરવામાં આવી હતી. મૂળ નિયમો તથા ઉદ્‌ઘાટન સંબોધન ઉપર નજર ફેરવતાં જ એ વાત જણાઈ આવે છે. બીજી તરફ, ઈતિહાસના ક્રમે જૂથપરાયણ સંકુચિતતાના ભુક્કા ક્યારના ઉડાવી ન દીધા હોત તો ઈન્ટરનેશનલ ટકી ન શકી હોત.

સમાજવાદી જૂથપરાયણ સંકુચિતતાનો વિકાસ, અને ખરા કામદાર વર્ગીય આંદોલનનો વિકાસ, હંમેશાં એકબીજાથી ઊલટા પ્રમાણમાં થતો હોય છે. જ્યાં સુધી કામદાર વર્ગ સ્વતંત્ર ઐતિહાસિક આંદોલન માટે હજી પરિપક્વ ન બન્યો હોય ત્યાં સુધી સંકુચિત જૂથો વાજબી (ઐતિહાસિક દૃષ્ટિએ) ગણાય. કામદાર વર્ગ એવી પરિપક્વતા સાધી લે કે તરત તમામ સંકુચિત જૂથો તાત્ત્વિક દૃષ્ટિએ પ્રત્યાઘાતી બની રહે છે. તેમ છતાં, ઇતિહાસ દરેક ઠેકાણે જે પ્રદર્શિત કરતો હોય છે તેનું પુનરાવર્તન ઇન્ટરનેશનલના ઇતિહાસમાં થયું. જે કંઈ જરીપુરાણું બની ગયેલું હોય છે તે નવા હાંસલ થયેલા રૂપની અંદર પોતાને ફરી સ્થાપવાની તથા જાળવી રાખવાની કોશિશ કરે છે.

અને ઇન્ટરનેશનલનો ઇતિહાસ સંકુચિત જૂથો તથા શિખાઉ અખતરાઓની સામે **સામાન્ય પરિષદના અવિરત સંઘર્ષનો** ઇતિહાસ હતો, તેમની નેમ ઇન્ટરનેશનલની અંદર કામદાર વર્ગના ખરા આંદોલનની વિરુદ્ધ પોતાનો સિક્કો મારી દેવાની હતી. એ સંઘર્ષ **કૉંગ્રેસોમાં**, પરંતુ એથીયે વધારે તો સામાન્ય પરિષદ અને અલગ અલગ વિભાગો વચ્ચે ખાનગી મંત્રણાઓમાં, ચલાવવામાં આવ્યો હતો.

પૅરિસમાં પ્રુધોંપંથીઓ (પરસ્પર સહકારવાદીઓ[69]) મંડળના સહસંસ્થાપકો હતા એટલે ત્યાં આરંભનાં થોડાંક વર્ષો દરમિયાન સુકાન સ્વાભાવિક રીતે જ તેમના હાથમાં હતું. આગળ જતાં તેમની વિરુદ્ધ સમૂહવાદી, પ્રત્યક્ષવાદી, વગેરે જૂથો બેશક સ્થપાયાં હતાં.

જર્મનીમાં—લાસાલ ટોળકી. મેં પોતે બદનામ શ્વેઇટઝેર સાથે બે વરસ સુધી પત્રવ્યવહાર ચલાવ્યો હતો અને તેને નિર્વિવાદ રીતે સાબિત કરી દીધું હતું કે લાસાલનું સંગઠન ખાલી જૂથપરાયણ સંકુચિત સંગઠન છે, અને એટલે ઇન્ટરનેશનલ જેની જહેમતો કરે છે એ **ખરા** કામદાર આંદોલનના સંગઠનનું દુશ્મન છે. તે વાતને ન સમજવાનાં પોતાનાં "કારણો" ધરાવતો હતો.

૧૮૬૮માં રૂસી બાકૂનિન **ઇન્ટરનેશનલમાં** જોડાયો, તેની મુરાદ ઇન્ટરનેશનલની અંદર '*Alliance de la Démocratie Socialiste*'(સમાજવાદી લોકશાહી માટે એકસંપી)[70] નામની, અને **પોતાની જ આગેવાની હેઠળની, બીજી ઇન્ટરનેશનલ** સ્થાપવાનો હતો. તેણે—કોઈ જાતના સૈદ્ધાંતિક જ્ઞાન વગરના આદમીએ—ઇન્ટરનેશનલના **વૈજ્ઞાનિક** પ્રચારનું પ્રતિનિધિત્વ એ અલગ સંગઠનમાં કરવાની માગણી કરી, અને તે એવા વૈજ્ઞાનિક પ્રચારને **ઇન્ટરનેશનલની અંદર** એ બીજી **ઇન્ટરનેશનલની** ખાસ કામગીરી બનાવવા માગતો હતો.

તેના કાર્યક્રમમાં મવાળપંથ તેમ જ ઉદ્દામપંથમાંથી ઉપરછલ્લી રીતે ખોતરીને ભેગો કરેલો ખીચડો હતો— **વર્ગોની સમાનતા (!)**, સામાજિક આંદોલનના **આરંભબિંદુ** તરીકે **વારસાના અધિકારની નાબૂદી** (સેં-સિમોનપંથી લવારો), ઇન્ટરનેશનલના સભ્યો માટે **મતાગ્રહ** તરીકે **નિરીશ્વરવાદ** ફરજિયાત, વગેરે, અને મુખ્ય મતાગ્રહ **(પ્રુધોંપંથી): રાજકીય આંદોલનથી વેગળા રહેવું.**

ઇટાલી તથા સ્પેનમાં, જ્યાં કામદાર આંદોલન માટે વાસ્તવિક સંજોગો હજી સાવ ઓછા વિકસિત છે ત્યાં, અને લૅટિન સ્વીટ્ઝરલૅંડમાં થોડાક મિથ્યાભિમાની, મહત્ત્વાકાંક્ષી, તથા પોકળ મતવાદીઓમાં, અને બેલ્જિયમમાં એ બાળપોથી માનીતી થઈ ગઈ, અને અમુક પ્રમાણમાં હજી પ્રચલિત છે.

મિસ્ટર બાકૂનિન માટે પોતાનો સિદ્ધાંત (પ્રુધોં, સેં-સિમોન, તથા બીજાઓના થોડાથોડા અંશો લઈને રાંધેલો ખીચડો) ગૌણ સ્થાને હતો અને છે—કેવળ પોતાનો વ્યક્તિગત સિક્કો મારી દેવાનું સાધન જ. તે સિદ્ધાંતકાર તરીકે નગણ્ય છે પરંતુ કારસ્તાનનો પાકો ઉસ્તાદ છે.

સામાન્ય પરિષદને એ કાવતરા સામે (અમુક હદે ફ્રેંચ પ્રુધોંપંથીઓનો, ખાસ કરીને **ફ્રાંસના દક્ષિણ ભાગમાં**, ટેકો ધરાવતા કાવતરા સામે) વરસો સુધી લડવું પડયું હતું. આખરે તેણે લાંબી તૈયારી ઉપર આધારિત ફટકો સંમેલનના ઠરાવો નંબર ૧, ૨, અને ૩, ૯, ૧૬, અને ૧૭ મારફત લગાવ્યો.[71]

વાત સાફ છે કે સામાન્ય પરિષદ યુરોપમાં જેની સામે લડે છે તેને અમેરિકામાં ટેકો નથી જ આપતી. ઠરાવો નંબર ૧, ૨, ૩, અને ૯ હવે ન્યુ યોર્ક સમિતિને સમગ્ર જૂથપરાયણ સંકુચિતતાનો અંત આણવાનાં, અને શિખાઉ જૂથોને ખતમ કરી નાખવાનાં તથા જરૂરી બને તો તેમની હકાલપટ્ટી કરવાનાં, રીતસરનાં હથિયારો આપે છે...

કામદાર વર્ગના રાજકીય આંદોલનનું અંતિમ લક્ષ્ય બેશક એ વર્ગ માટે રાજકીય સત્તા જીતી લેવાનું છે, અને તેને માટે પહેલેથી કામદાર વર્ગનું અમુક હદ સુધી વિકસેલું અને ચોક્કસ રીતે તેના આર્થિક સંઘર્ષોમાંથી ઉદ્ભવ પામેલું સંગઠન સ્વાભાવિક રીતે જરૂરી છે.

પરંતુ, બીજી તરફ, જે આંદોલનમાં કામદાર વર્ગ શાસક વર્ગોની **વિરુદ્ધ વર્ગ** તરીકે આગળ આવતો હોય, અને બહારથી દબાણ આણીને તેની ઉપર જબરજસ્તીની કોશિશ કરતો હોય, એવું દરેક આંદોલન રાજકીય હોય છે. દાખલા તરીકે, કોઈ ખાસ કારખાનામાં અથવા કોઈ ખાસ કામધંધામાંયે હડતાળો વગેરે મારફત અલગ અલગ મૂડીદારો પાસેથી કામદિનને ટૂંકો કરાવી લેવાનો

પ્રયત્ન નિર્ભેળ આર્થિક આંદોલનને અંકિત કરે છે. બીજી તરફ, આઠ કલાકના કામદિન વગેરે સંબંધી **કાનૂનો** ઘડાવી લેવાનું આંદોલન **રાજકીય** હોય છે. એવી રીતે, કામદારોના અલગ અલગ આર્થિક આંદોલનોમાંથી દરેક ઠેકાણે **રાજકીય** આંદોલન, એટલે કે સામાન્ય રૂપમાં, સામાન્ય સામાજિક જબરજસ્તીની તાકાત ધરાવતા રૂપમાં, પોતાનાં હિતો લાદવાનું લક્ષ્ય ધરાવતા **વર્ગનું** આંદોલન, વિકસે છે. એવાં આંદોલનોમાં પહેલેથી અમુક પ્રમાણમાં સંગઠનની પૂર્વધારણા હોય છે ખરી, પરંતુ પાછા તેઓ પણ એવા સંગઠનને વિકસાવવાનું સાધન એટલા જ પ્રમાણમાં હોય છે.

જ્યાં કામદાર વર્ગ શાસક વર્ગોની સામૂહિક સત્તા, એટલે કે રાજકીય સત્તા, વિરુદ્ધ નિર્ણાયક ઝુંબેશ ચલાવવા માટે સંગઠનની બાબતમાં હજી પૂરતો આગળ ધપી ગયેલો ન હોય ત્યાં તેણે તેને માટેની તાલીમ એ સત્તાની સામે અવિરત ચળવળ મારફત, અને શાસક વર્ગોની નીતિઓ તરફ દુશ્મનાવટના વલણ મારફત, ગમે તેમ કરીને મેળવી લેવી જ જોઈએ. નહિતર તે શાસક વર્ગોના હાથમાં રમકડું બની રહે છે, એ વાત ફ્રાંસમાં સપ્ટેંબરની ક્રાંતિએ બતાવી આપી છે, અને ઇંગ્લૅંડમાં હાલના સમય સુધી મેસર્સ ગ્લેડસ્ટન એન્ડ કંપનીના સફળ ખેલથી પણ તે અમુક અંશે સાબિત થઈ ચૂકી છે.

પહેલી વાર સંક્ષિપ્ત રૂપમાં
૧૯૦૬માં સ્ટુટગાર્ટમાં «*Briefe*
*und Auszüge aus Briefen*
*von Joh.Phil. Becker, Jos.Dietzgen,*
*Friedrich Engels, Karl Marx u.*
*A. an F.A. Sorge und Andere*»
નામે પુસ્તકમાં પ્રકાશિત

### એંગેલ્સ તરફથી આઉગુસ્ટ બેબેલને

### હુબેર્ટુસબુર્ગમાં

લંડન, ૨૦ જૂન, ૧૮૭૩

હું પહેલાં તમારા પત્રનો જવાબ આપું છું કારણ કે લીબ્કનેખ્તનો પત્ર માર્ક્સ પાસે છે અને અત્યારે તેમને જડતો નથી.

હેપનેર નહિ પણ યોર્કે તેમને લખેલા અને સમિતિના સહીસિક્કાવાળા પત્રથી અહીંયાં આશંકા ઊભી થયેલી કે પાર્ટીના અધિકારીઓ, કમનસીબે તદ્દન લાસાલપંથી અધિકારીઓ, તમારા કારાવાસનો ઉપયોગ «*Volksstaat*»ને [72] "પ્રમાણિક" «*Neuer Social-Demokrat*»માં[73] પલટાવી નાખવા માટે કરશે. યોર્કે એવા ઇરાદાનો સાફ એકરાર કર્યો હતો, અને સમિતિ સંપાદકોને નીમવા તથા હઠાવવાના હકનો દાવો કરતી હતી એટલે જોખમ ચોક્કસ બહુ મોટું હતું. હેપનેરને માથે તોળાતી હદપારીને કારણે એવા મનસૂબાઓ વધારે મક્કમ બની ગયા. એવા સંજોગોમાં અમારે માટે જાણી લેવાનું એકદમ જરૂરી હતું કે પરિસ્થિતિ કેવી છે, એટલે આ પત્રવ્યવહાર...

લાસાલપંથ તરફ પાર્ટીના વલણના સંબંધમાં તો બેશક તમે જ બહેતર ફેંસલો કરી શકો કે કેવી કાર્યનીતિ અપનાવવી જોઈએ, ખાસ કરીને અલગ અલગ દાખલાઓમાં. પરંતુ બીજી એક વાત પણ ધ્યાનમાં લેવાની છે. તમારા દાખલામાં છે એમ જ્યારે કોઈ અમુક હદે જર્મન કામદારોના સામાન્ય મંડળના [74] હરીફની સ્થિતિમાં હોય ત્યારે તે સહેલાઈથી પોતાના હરીફની વધારે પડતી કાળજી રાખે, અને હંમેશાં પહેલાં તેનો ખ્યાલ રાખવા ટેવાઈ જાય. પરંતુ જર્મન કામદારોનું સામાન્ય મંડળ, અને સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટી, બન્ને મળીને હજી જર્મન કામદાર વર્ગની બહુ નાની લઘુસંખ્યા બને છે. લાંબા અમલમાં ખરો સાબિત થઈ ગયેલો અમારો દૃષ્ટિકોણ એવો છે કે પ્રચારમાં ખરી કાર્યનીતિ વિરોધીના પક્ષેથી ક્યાંક ક્યાંક થોડીક વ્યક્તિઓ તથા સભ્યસંખ્યાઓને લલચાવીને ખેંચી લેવાની નહિ પરંતુ હજી આંદોલનમાં ભાગ ન લેતા વિશાળ લોકસમુદાયની અંદર કાર્ય કરવાની છે. આપણે પોતે જ જેને કાચી અવસ્થામાંથી કેળવી હોય એવી એક જ વ્યક્તિની અણઘડ શક્તિ દસ લાસાલપંથી પાટલીબદલુઓથી વધારે કામની હોય છે. તેઓ હંમેશાં પોતાની ગલત વૃત્તિઓનાં જંતુઓને પોતાની ભેગાં પાર્ટીની અંદર લઈ આવતા હોય છે. અને આપણે માત્ર લોકસમુદાયોને, તેમના **સ્થાનિક આગેવાનો** વગર, આપણા પક્ષે ખેંચી શકીએ તોપણ સમજો કે ઠીક ગણાય. પરંતુ સોદામાં હંમેશાં એવા આગેવાનોના આખા ટોળાને ભેગું લેવું પડતું હોય છે, તેઓ પોતાના અગાઉના વિચારોથી બંધાયેલા ભલે ન હોય પરંતુ પોતાનાં અગાઉનાં જાહેર કથનોથી બંધાયેલા તો હોય જ છે, અને હવે તેમને સૌપ્રથમ એમ સાબિત કરવું પડે છે કે પોતે પોતાના સિદ્ધાંતોને તજી નથી દીધા પરંતુ એથી ઊલટું સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટી જ **અસલ** લાસાલપંથની હિમાયત કરવા લાગી છે. આઇઝેનાખ

ખાતે[75] કમનસીબીની બાબત એવી હતી. એ વખતે તેનાથી બચવાનું કદાચ શક્ય નહોતું, પરંતુ કોઈ જાતની શંકાને જરાય સ્થાન જ નથી કે એ તત્ત્વોએ પાર્ટીને નુકસાન કર્યું છે, અને મને ખાતરી નથી કે એવી ઉમેરણી વગર પણ પાર્ટી આજે ઓછામાં ઓછી આટલી તાકાતવાન ન હોત. ગમે તેમ પણ એ તત્ત્વોને નવું બળ મળે તો હું તેને કમનસીબી જ ગણું.

"એકતા"નો પોકાર સાંભળીને પોતાને ખોટે માર્ગે દોરવાઈ જવા દેવાય જ નહિ. એ શબ્દ જે લોકોને હોઠેથી વધારેમાં વધારે વાર નીકળતો રહેતો હોય છે તેઓ જ વધારેમાં વધારે વાર વિખવાદ વાવતા હોય છે, હાલના સમયે સ્વીટ્ઝરલૅંડમાં ધાંધળિયા બાકૂનિનપંથીઓની જેમ બધી ફૂટો તેમણે જ પેદા કરી છે, પરંતુ તેઓ જેટલા દેકારા એકતાના કરે છે એટલા બીજી કોઈ બાબતના નથી કરતા. એકતાના એ ઝનૂનીઓ કાં તો ટૂંકી બુદ્ધિવાળા માણસો છે, બધું ભેગું ભેળવીને ઢંગધડા વગરનો ખીચડો રાંધી દેવા માગે છે, અને એ ખીચડાને જરાક ઠરવા દેવામાં આવે કે તરત તે વળી પાછા મતભેદોને ઉપર આણી દે છે, પરંતુ હવે વિરોધો ઘણા વધારે ઉગ્ર હોય છે કારણ કે બધા એક જ તપેલાની અંદર હોય છે (જર્મનીમાં તેનું સરસ ઉદાહરણ એવા લોકોમાં જોવા મળે છે કે જે કામદારો અને નિમ્ન-મૂડીદારો વચ્ચે સુમેળનો ઉપદેશ આપતા રહે છે)—અથવા એવા માણસો છે જે અજાણ્યે (દાખલા તરીકે મુલબેર્ગેરની જેમ) કે પછી જાણીજોઈને આંદોલનમાં ભેળસેળ કરી દે છે. એ કારણે મોટામાં મોટા જૂથભગતો અને મોટામાં મોટા ઝઘડાખોરો તથા મવાલીઓ ક્યારેક એકતાના વધારેમાં વધારે જોરદાર દેકારા કરતા હોય છે. આપણા જીવનકાળમાં એકતાના દેકારા કરનારાઓએ જેટલી પરેશાની પેદા કરી છે અને જેટલી દગાખોરી કરી છે એટલી બીજા કોઈએ નથી કરી.

સ્વાભાવિક છે કે દરેક પાર્ટીના આગેવાનો સફળતાઓ જોવા માગતા હોય છે, અને એ તો બહુ સારી વાત છે. પરંતુ એવા સંજોગો પણ આવતા હોય છે કે જ્યારે વધારે મહત્ત્વની બાબતોને ખાતર **અલ્પકાલીન** સફળતાનું બલિદાન આપવાની હિંમત હોવી જોઈએ. ખાસ કરીને આપણી પાર્ટી જેવી પાર્ટીમાં. અંતમાં તેની સફળતા એકદમ ચોક્કસ છે, અને આપણા જીવનકાળ દરમિયાન તથા આપણી નજર સામે તે એવો પારાવાર વિકાસ પામી છે કે અલ્પકાલીન સફળતા હંમેશાં અને તદ્દન જરૂરી કોઈ રીતે નથી જ. દાખલા તરીકે, ઈન્ટરનેશનલની વાત લઈએ. કોમ્યુન પછી તેને વિરાટ સફળતા હાંસલ થઈ હતી. ફટકો ખાઈને સાવ ઢગલો થઈ ગયેલા મૂડીદારોને તેમાં સર્વશક્તિમત્તા

દેખાતી હતી. સભ્યોનો વિશાળ સમુદાય માનતો હતો કે સ્થિતિ સદાસર્વદા એવી જ રહેશે. અમને બરાબર ખબર હતી કે પરપોટો ફૂટવાનો જ છે. બધો કચરોપૂંજો તેને વળગી ગયો હતો. તેની અંદરના જૂથભગતો મગરૂર બની ગયા, અને એવી આશાએ ઇન્ટરનેશનલનો દુરુપયોગ કરવા લાગ્યા કે તેમને એકદમ હલકટ અને એકદમ મૂર્ખાઈભર્યાં કૃત્યોની છૂટ મળી જશે. અમે એમ ન થવા દીધું. અમે બરાબર જાણતા હતા કે પરપોટો ક્યારેક તો ફૂટવાનો જ છે, એટલે અમને ફિકર આફતમાં વિલંબ કરાવવાની નહિ પરંતુ પાકી તકેદારી રાખવાની હતી કે ઇન્ટરનેશનલ તેમાંથી નિર્મળ તથા કશી ભેળસેળ વગર બહાર આવે. પરપોટો હેગમાં[76] ફૂટી ગયો, અને તમે જાણો છો કે કૉંગ્રેસના મોટા ભાગના સભ્યો હતાશાની બલા લઈને ઘેર પાછા ફરેલા. તેમ છતાં, સર્વસામાન્ય બંધુભાવ તથા સુમેળના આદર્શને ઇન્ટરનેશનલમાં સાકાર થતો જોવાનો તરંગ મનમાં લઈને આવેલા પરંતુ હતાશા લઈને પાછા ફરેલા એ લોકોમાંથી લગભગ સૌને, હેગ ખાતે ફાટી નીકળેલા કજિયાઓથી ઘણા વધારે કારમા કજિયા, ઘરઆંગણે જોવા મળ્યા હતા. હવે જૂથપરાયણ કજિયાખોરો સુમેળનો ઉપદેશ કરી રહ્યા છે, અને અમને ઝઘડાખોરો તથા સરમુખત્યારો ગણાવીને તુચ્છકારી રહ્યા છે. અમે હેગ ખાતે સુમેળનું વલણ લીધું હોત, ફૂટ પડી હોવાની બાબતને દબાવી દીધી હોત, તો પરિણામ કેવું આવ્યું હોત? જૂથભગતોને, ખાસ કરીને બાકૂનિનપંથીઓને, વધુ એક વરસનો વખત મળી ગયો હોત, એ વખત દરમિયાન તેમણે ઇન્ટરનેશનલના નામે અગાઉથીયે ઘણી વધારે મોટી મૂર્ખાઈઓ તથા બદમાશીઓ કરી હોત, મોટા ભાગના વિકસિત દેશોના કામદારો નફરતની લાગણી મનમાં લઈને વેગળા ખસી ગયા હોત, પરપોટો ફૂટી ન ગયો હોત પણ ટાંકણીઓ ભોંકાવાથી ધીરેધીરે ખતમ થયો હોત, અને અનુગામી કૉંગ્રેસ, જેમાં કટોકટી તો ચોક્કસ ઊભી થઈ જ હોત એ કૉંગ્રેસ, હલકામાં હલકી જાતની વ્યક્તિગત તકરારોમાં પલટાઈ ગઈ હોત કારણ કે હેગ ખાતે **સિદ્ધાંતોનું** બલિદાન તો ક્યારનું દેવાઈ ચૂક્યું હોત. ત્યારે ઇન્ટરનેશનલ ખરેખર ભાંગીને ભુક્કા થઈ ગઈ હોત—"એકતા" મારફત ભુક્કા થઈ ગઈ હોત! તેને બદલે આપણે હવે માનમોભો સલામત રાખીને ગંધારાં તત્ત્વોથી છુટકારો હાંસલ કરી લીધો છે—કોમ્યુનના જે સભ્યો આખરી તથા નિર્ણાયક અધિવેશનમાં હાજર હતા તેમનું કહેવું છે કે યુરોપી સર્વહારા વર્ગનો દ્રોહ કરનારાઓના સંબંધમાં ચુકાદો કરનારા ન્યાયમંચના એ અધિવેશને તેમનાં મનમાં જેવી ભયંકર છાપ પાડી છે એવી બીજા કોઈ અધિવેશને નથી પાડી. આપણે તેમને દસ મહિના સુધી પૂરું

જોર જૂઠાણાં, નાલેશી, તથા કાવાદાવામાં લગાવવા દીધું—અને હવે તેઓ ક્યાં છે? તેઓ, ઇન્ટરનેશનલની ભારે બહુમતીના કહેવાતા પ્રતિનિધિઓ, હવે પોતે જ જાહેરાત કરે છે કે આગામી કૉંગ્રેસમાં આવવાની હિંમત તેમનામાં નથી. (વધુ વિગતો આ પત્રની સાથોસાથ «*Volksstaat*»ને મોકલાઈ રહેલા લેખમાં આપવામાં આવી છે.) અને આપણે એ બધું ફરી વાર કરવું પડે તો, સમગ્ર દૃષ્ટિએ જોતાં, જરાય જુદી રીતે નહિ કરીએ—કાર્યરીતિ સંબંધી ભૂલો તો હંમેશાં બેશક થતી જ હોય છે.

ગમે તેમ પણ મને લાગે છે કે લાસાલપંથીઓમાંથી કાર્યદક્ષ તત્ત્વો તો વખત જતાં આપમેળે જ તમારા પક્ષે આવી જશે, અને એટલે, એકતા ટોળું ઇચ્છે છે તેમ, ફળને પાકતાં પહેલાં તોડી લેવાનું શાણપભર્યું નહિ ગણાય.

વધુમાં, ઘરડો આદમી હેગેલ ઘણા વખત પહેલાં કહી ગયો છે: પાર્ટી તો **ફૂટફાટ** પડવા દે અને ફૂટ છતાં ટકી રહી શકે તો જ પોતાને વિજયી સાબિત કરે. સર્વહારા વર્ગનું આંદોલન આવશ્યક રીતે વિકાસની વિવિધ કક્ષાઓને પાર કરે છે. દરેક કક્ષાએ લોકોનો અમુક હિસ્સો કોઈ જગ્યાએ ખોડાઈ જાય છે અને વધુ આગેકૂચમાં સામેલ નથી થતો. માત્ર એ હકીકત જ ખુલાસો રજૂ કરે છે કે વાસ્તવમાં "સર્વહારા વર્ગનું ઐક્ય" દરેક ઠેકાણે તરેહવાર પાર્ટી જૂથબંધીઓમાં, રોમન સામ્રાજ્યમાં વધારેમાં વધારે જોરદાર દમનના સંજોગોમાં ખ્રિસ્તી સંપ્રદાયો કરતા તેમ માંહોમાંહે જિંદગી અને મોતની લડાઈઓ લડતી રહેતી જૂથબંધીઓમાં, કેમ સિદ્ધ થતું હોય છે.

તમારે બીજી એક વાત પણ ન ભૂલવી જોઈએ. «*Neuer Social-Demokrat*»ના ગ્રાહકોની સંખ્યા «*Volksstaat*»ની સરખામણીમાં વધારે છે, તેમાં એવી હકીકત કારણભૂત છે કે દરેક **જૂથ** આવશ્યક રીતે ઝનૂની હોય છે, અને એ ઝનૂન મારફત, ખાસ કરીને એવા વિસ્તારોમાં કે જ્યાં તે નવું હોય (દાખલા તરીકે શ્લેસ્વીગ-હોલ્સ્ટાઈનમાં જર્મન કામદારોનું સામાન્ય મંડળ), તે અલ્પકાલીન સફળતાઓ પાર્ટી કરતાં, કોઈ જાતના સંકુચિત જૂથપરાયણ વળગાડો વગર કેવળ વાસ્તવિક આંદોલનનું જ પ્રતિનિધિત્વ કરતી પાર્ટી કરતાં, ઘણા વધારે પ્રમાણમાં હાંસલ કરી લે છે. પરંતુ ઝનૂન લાંબો વખત ટકતું નથી.

ટપાલ હમણાં નીકળવાની છે એટલે મારે પત્ર અહીંયાં પૂરો કરવો પડે એમ છે. પરંતુ ઉતાવળમાં આટલું તો ઉમેરી જ લઉં: ફ્રેંચ અનુવાદ* પૂરો ન થઈ

* 'મૂડી'ના પ્રથમ ગ્રંથનો.—સં.

જાય ત્યાં સુધી (લગભગ જુલાઈના અંત સુધી) માર્ક્સ લાસાલની છણાવટ[77] ન કરી શકે, ત્યાર પછી તેમને માટે આરામ તદ્દન જરૂરી છે કારણ કે તેમણે બહુ વધારે પડતું કામ કર્યું છે...

પહેલી વાર સંક્ષિપ્ત રૂપમાં
૧૯૨૦માં બર્લિનમાં ફ્રેડરિક
એંગેલ્સના પુસ્તક «*Politisches Vermächtnis. Aus unveröffentlichten Briefen*»માં પ્રકાશિત

## માર્ક્સ તરફથી વિલ્હેલ્મ બ્લોસને
## હેમ્બુર્ગમાં

લંડન, ૧૦ નવેંબર, ૧૮૭૭

...હું "ગુસ્સામાં નથી" (હાઇનેના શબ્દોમાં), અને એંગેલ્સ પણ નથી. અમારામાંથી કોઈને નામનાની જરાક સરખીયે પરવા નથી. તેની સાબિતી દાખલા તરીકે એ હકીકતમાં છે કે ઈન્ટરનેશનલના અસ્તિત્વ દરમિયાન પ્રશંસાની જે સંખ્યાબંધ અભિવ્યક્તિઓ વડે મને પજવવામાં આવતો હતો તેમને મેં, કોઈ પણ જાતની વ્યક્તિપૂજાના મારા અણગમાને કારણે, જાહેરાતના જગતમાં કદી પહોંચવા નહોતી દીધી, અને તેમનો જવાબ કદી નહોતો આપ્યો, સિવાય કે ક્યારેક જવાબમાં ઠપકો આપ્યો હોય. એંગેલ્સ અને હું પહેલી વાર ગુપ્ત સામ્યવાદી સમાજમાં* જોડાયા ત્યારે અમે શરત મૂકેલી કે અધિકારિતામાં વહેમી નિષ્ઠાને ઉત્તેજવાના વલણનું બધું નિયમાવલિમાંથી[78] હઠાવી દેવામાં આવે. (આગળ જતાં લાસાલે પોતાના પ્રભાવનો ઉપયોગ એથી ઊલટી દિશામાં કરેલો.)...

પહેલી વાર ૧૯૦૮ના માર્ચની ૧૭મી તારીખે
«*Der Wahre Jacob*» સામયિકના ૫૬૫મા
અંકમાં પ્રકાશિત

---

*સામ્યવાદી સંઘ.—સં.

## ઍંગેલ્સ તરફથી કાર્લ કાઉત્સ્કીને

### વિયેનામાં

લંડન, ૧૨ સપ્ટેંબર, ૧૮૮૨

...તમે મને પૂછો છો કે સાંસ્થાનિક નીતિ વિશે અંગ્રેજ કામદારોના વિચારો કેવા છે. સમજો કે સામાન્ય રીતે રાજકારણ વિશે છે એવા જ: મૂડીદારના વિચારો જેવા જ. વાત એમ છે કે અહીંયાં કામદારોની પાર્ટી નથી, કેવળ રૂઢિવાદીઓ અને ઉદારમતવાદી-પરિવર્તનવાદીઓ છે, અને કામદારો વિશ્વ બજારની તથા સંસ્થાનોની ઈંગ્લૅંડની ઈજારદારીની મહેફિલમાં મોજથી ભાગ લે છે. મારા અભિપ્રાયમાં અસલ વસાહતો, એટલે કે યુરોપના લોકો જ્યાં જઈને વસી ગયા છે એ દેશો—કેનેડા, કેપ, ઑસ્ટ્રેલિયા—સ્વતંત્ર થઈ જશે; બીજી તરફ, જે દેશોમાં ત્યાંના મૂળ વતનીઓ વસેલા છે, જે દેશોને સીધી રીતે ગુલામીમાં જકડી લેવામાં આવ્યા છે—હિંદુસ્તાન, અલ્જીરિયા, ડચ તથા પોર્ટુગીઝ તથા સ્પેનીશ સંસ્થાનો—તેમને હાલ પૂરતા સર્વહારા વર્ગે પોતાને હસ્તક લઈ લેવા જોઈએ અને બને એટલી ઝડપથી સ્વતંત્રતાની દિશામાં દોરી જવા જોઈએ. કહેવું મુશ્કેલ છે કે એ પ્રક્રિયા કેવી રીતે વિકાસ પામશે. હિંદુસ્તાન કદાચ ક્રાંતિ કરે, એવો સંભવ ખરેખર મોટો છે, અને પોતાની મુક્તિની પ્રક્રિયામાં સંડોવાયેલો સર્વહારા વર્ગ કોઈ જાતનાં સાંસ્થાનિક યુદ્ધો ન ચલાવી શકે એટલે એ ક્રાંતિને તેની રીતે પૂરી થવા દેવી પડશે; તે જાતજાતની વિનાશલીલા વગર તો બેશક પૂરી નહિ જ થઈ જાય, પરંતુ એવું તો બધી ક્રાંતિઓમાં અવિભાજ્ય હોય જ છે. બીજી જગ્યાઓએ પણ, એટલે કે અલ્જીરિયા તથા ઈજિપ્તમાં પણ, કદાચ એમ જ બનશે, અને આપણે માટે તો ચોક્કસ એ જ સારામાં સારું ગણાશે. આપણી પાસે ઘરઆંગણે કરવાનું ઘણું બધું રહેશે. એક વાર યુરોપની, અને ઉત્તર અમેરિકાની, પુનર્ઘટના થઈ જાય એટલે એવી પારાવાર તાકાત અને એવો દાખલો રજૂ થઈ જશે કે અર્ધસભ્ય દેશો આપોઆપ જ તેમને પગલે પગલે ચાલશે, એકલી આર્થિક જરૂરિયાતો જ તેની તકેદારી રાખશે. પરંતુ પછી એ દેશોને, તેઓ પોતે પણ સમાજવાદી સંઘટનાની કક્ષાએ પહોંચે તે પહેલાં, કેવા કેવા સામાજિક તથા રાજકીય તબક્કાઓમાંથી પસાર થવું પડશે, તેને વિશે તો મને લાગે છે કે આજે આપણે કેવળ સાવ પાયા વિનાની ધારણાઓ જ રજૂ કરી શકીએ. માત્ર એક વાત ચોક્કસ છે: વિજયી સર્વહારા વર્ગ

કોઈ પણ પરદેશી રાષ્ટ્રની ઉપર કોઈ પણ જાતની ન્યામતો લાદવાનું કૃત્ય, એવા કદમના પરિણામે પોતાના જ વિજયને કમજોર બનાવી દીધા વગર, ન જ કરી શકે. એ બાબત વિવિધ પ્રકારોનાં સંરક્ષણાત્મક યુદ્ધોને કોઈ રીતે બકાત બેશક નથી રાખતી...

પૂરી વાચના પહેલી વાર
રૂસી ભાષામાં ૧૯૩૨માં
*Marx-Engels Archive*ના
પ્રથમ (છઠ્ઠા) ગ્રંથમાં પ્રકાશિત

## એંગેલ્સ તરફથી કોનરાડ શ્મીડ્ટને

## બર્લિનમાં

લંડન, ૫ ઑગસ્ટ, ૧૮૯૦

...મેં પૉલ બાર્થના પુસ્તકનું[79] પેલા અપશુકનિયા પંખીડા મોરીટ્ઝ વીર્થે લખેલું અવલોકન[80] વિયેનાના «*Deutsche Worte*»માં જોયું, અને એ ટીકાએ મારા મનમાં પુસ્તક વિશે પણ માઠી છાપ પાડી. હું તેમાં જરૂર નજર ફેરવી જોઈશ, પણ મારે કહેવું જ જોઈએ કે "નાનકડા મોરીટ્ઝે ટાંકેલા બાર્થના શબ્દો જો સાચા જ ટાંક્યા હોય તો એવું લખી શકનારા માણસની મને દયા આવે છે, એ શબ્દો મુજબ માર્ક્સની બધી કૃતિઓમાંથી બાર્થને અસ્તિત્વના ભૌતિક સંજોગો ઉપર તત્ત્વજ્ઞાન વગેરેના અવલંબનનો એકમાત્ર દાખલો મળ્યો છે, અને એ દાખલો એટલે દેકાર્તેએ પ્રાણીઓને યંત્રરચનાઓ ગણાવેલાં તે. એ માણસે જો હજી શોધી ન કાઢ્યું હોય કે અસ્તિત્વની ભૌતિક રીત મુખ્ય કારણ છે પરંતુ તેની ઉપર વૈચારિક ક્ષેત્રોની વળતી પ્રતિક્રિયા, ભલે ગૌણ અસર પાડતી પ્રતિક્રિયા, તેમાંથી બકાત નથી રહેતી, તો તે પોતાના લખાણના વિષયને સમજ્યો હોવાની શક્યતા જ નથી. પરંતુ મેં કહ્યું છે તેમ એ બધું તો ત્રીજા માણસ પાસેથી જાણેલું છે, અને નાનકડો મોરીટ્ઝ જોખમી દોસ્ત છે. ઇતિહાસની ભૌતિકવાદી વિભાવના આજકાલ એવા ઘણાયને વળગેલી છે અને તેમને માટે ઇતિહાસનો અભ્યાસ ન કરવાના બહાનાનું કામ કરે છે. એ તો આઠમા દાયકાના અંતના ફ્રેંચ "માર્ક્સવાદીઓ"ની વાત કરતી વેળા માર્ક્સના કથન જેવી જ વાત

છે. માર્ક્સ કહેતા: "મને તો બસ એટલી જ ખબર છે કે હું માર્ક્સવાદી નથી."

«*Volks-Tribune*»માં[81] પણ ભાવિ સમાજમાં પેદાશોની વહેંચણી વિશે ચર્ચા થઈ છે, વહેંચણી કામના પ્રમાણ મુજબ થશે કે બીજી રીતે, એ બાબતની. સવાલનું પરીક્ષણ ઈનસાફને લગતા ચોક્કસ આદર્શવાદી શબ્દપ્રયોગોના વિરોધમાં બહુ "ભૌતિકવાદી" રીતે કરવામાં આવ્યું છે. પરંતુ તેમાં એકદમ અજબ વાત જોવા મળે છે, કોઈને ખ્યાલ જ નથી આવ્યો કે વહેંચણીની રીતનો આધાર તાત્ત્વિક દૃષ્ટિએ તો આખર વહેંચણી માટે કેટલું છે તેની ઉપર હોય છે, અને ઉત્પાદન તથા સામાજિક સંઘટનની પ્રગતિની સાથે સાથે તેમાં ચોક્કસ પરિવર્તન આવતું જાય, એટલે વહેંચણીની રીતમાં પણ પરિવર્તન આવી શકે. પરંતુ ચર્ચામાં ભાગ લેનારા દરેકને "સમાજવાદી સમાજ" સતત પરિવર્તન પામતા તથા પ્રગતિ કરતા કશાક તરીકે નહિ પરંતુ કાયમને માટે નિર્ધારિત થઈ ચૂકેલી સ્થાયી બાબત તરીકે, એટલે જેમાં વહેંચણીની રીત પણ કાયમને માટે નિર્ધારિત થઈ ચૂકેલી હોવી જોઈએ એવી બાબત તરીકે, દેખાતો હતો. તર્કસંગત દૃષ્ટિએ જોતાં એટલું તો થઈ જ શકે કે ૧) **આરંભમાં ઉપયોગમાં લેવાની** વહેંચણીની રીતને કોશિશ કરીને શોધી કાઢવામાં આવે, અને ૨) આગળ વિકાસના **સામાન્ય વલણને** કોશિશ કરીને શોધી કાઢવામાં આવે. પરંતુ આખા વિવાદમાં તેને વિશે એક શબ્દ પણ મને જોવા નથી મળતો.

સામાન્ય રીતે જર્મનીમાં નાનેરા લેખકોમાંથી ઘણાને માટે "ભૌતિકવાદી" શબ્દ ખાલી પદરચનાની કામગીરી બજાવે છે, એવી પદરચના કે જેની મહોર કશા વધુ અભ્યાસ વગર કોઈ પણ તથા દરેક બાબતને મારી શકાય, એટલે એમ કે તેઓ મહોર મારી દે છે અને પછી સવાલને પતી ગયેલો ગણી લે છે. પરંતુ ઈતિહાસની અમારી વિભાવના સૌપ્રથમ તો અભ્યાસમાં માર્ગદર્શક છે, હેગેલપંથી રીતની રચના કરવાનો કીમિયો નથી. સમગ્ર ઈતિહાસનો નવેસરથી અભ્યાસ કરવો જોઈએ, સમાજનાં વિવિધ સંઘટનોમાંથી તેમને અનુરૂપ રાજકીય, દીવાની કાનૂન સંબંધી, સૌંદર્યમૂલક, દાર્શનિક, ધાર્મિક, વગેરે વિચારોની તારવણી કરતાં પહેલાં તેમના અસ્તિત્વના સંજોગોનું અલગ અલગ પરીક્ષણ કરવું જોઈએ. એ દિશામાં હાલ સુધી સાવ નજીવું કાર્ય થયું છે કારણ કે તેના સંબંધમાં બહુ ઓછા લોકોએ ગંભીરતાથી મહેનત કરી છે. એ ક્ષેત્રમાં ઢગલાબંધ મદદનો ઉપયોગ થઈ શકે એમ છે, તે અતિશય મોટું ક્ષેત્ર છે, અને કોઈ માણસ

ગંભીરતાથી મહેનત કરે તો ઘણું બધું સિદ્ધ કરી શકે તથા નામના હાંસલ કરી શકે. પરંતુ વધારે પડતી સંખ્યામાં નાનેરા જર્મનો કેવળ એવા આશયે ઐતિહાસિક ભૌતિકવાદ વાક્યખંડનો (અને દરેક **વસ્તુને** વાક્યખંડમાં પલટાવી શકાય) ઉપયોગ કરી નાખે છે કે તેમના પોતાના સાપેક્ષ જૂજ ઐતિહાસિક જ્ઞાનને—કારણ કે આર્થિક ઈતિહાસ હજી ઝભલાં પહેરવાની કક્ષાએ છે—બને એટલી ઝડપથી સુઘટિત પદ્ધતિનું રૂપ આપી દે, અને પછી તેઓ પોતાને મોટા મહારથીઓ ગણવા લાગે છે. ત્યાર બાદ કોઈ બાર્થ આગળ આવી શકે અને ખુદ મૂળ બાબતની ઉપર પ્રહાર કરી શકે, અને મૂળ બાબત તેના વર્તુળમાં તો ખરેખર ખાલી વાક્યખંડ જ ગણાતી રહેલી હોય છે.

પરંતુ એ બધું ઠીક થઈ જશે. જર્મનીમાં આપણે ઘણું બધું સહી શકીએ એટલી શક્તિ હવે ધરાવીએ છીએ. સમાજવાદ-વિરોધી કાનૂને એક બાબતમાં આપણી મોટામાં મોટી સેવા બજાવી, સમાજવાદની છાંટ વડે પાંખા રંગાયેલા જર્મન બુદ્ધિજીવીના ધૂસણિયા વલણથી તેણે આપણને છુટકારો અપાવ્યો. ફરી ફાંકેબાજી કરવા લાગેલા જર્મન બુદ્ધિજીવીને પણ પચાવી લઈએ એટલી શક્તિ હવે આપણે ધરાવીએ છીએ. તમે ખરેખર કેટલુંક કાર્ય કર્યું છે અને તમારા ધ્યાનમાં આવી જ ગયું હશે કે પાર્ટીની ગાડીમાં ચડી બેસતા યુવાન સાહિત્યિક માણસોમાંથી કેટલી ઓછી વ્યક્તિઓ અર્થશાસ્ત્રનો, અર્થકારણના ઈતિહાસનો, વ્યાપારના ઈતિહાસનો, ઉદ્યોગ તથા ખેતીવાડીના ઈતિહાસનો, તથા સમાજની સંઘટનાઓના ઈતિહાસનો અભ્યાસ કરવાની તકલીફ લે છે. કેટલા માણસો માઉરેરના નામ ઉપરાંત બીજું કંઈ તેને વિશે જાણતા હોય છે! અહીંયાં તો જાણે પત્રકારની આત્મનિર્ભરતા બધીયે કામગીરીઓ બજાવી દેનારી છે, અને પરિણામ એવું જ લાગે છે. ઘણી વાર એવું લાગે છે કે એ સજ્જનોની નજરમાં તો કામદારો માટે કંઈ પણ ચાલે. અગર એ સજ્જનોને ખબર હોત કે માર્ક્સ પોતાની ઉત્તમ કૃતિઓને પણ કામદારો માટે પૂરતી સારી નહોતા ગણતા, ખરેખર સર્વોત્તમ સિવાય બીજું કંઈ કામદારોની સામે ધરવાની બાબતને ગુનો ગણતા!..

પૂરી વાચના પહેલી વાર
૧૯૨૦માં *«Sozialistische Manatshefte»*
સામયિકના ૧૮-૧૯મા અંકમાં પ્રકાશિત

## ઍંગેલ્સ તરફથી ઓટ્ટો ફોન બોએનીગ્કને

### બ્રેસ્લાઉમાં *

ફોકેસ્ટોન, ડોવર નજીક, ૨૧ ઑગસ્ટ, ૧૮૯૦

...હું તમારા સવાલોનો જવાબ માત્ર ટૂંકાણમાં અને સામાન્ય રૂપમાં જ આપી શકું એમ છું કારણ કે નહિતર પહેલા સવાલ વિશે તો પૂરો પ્રબંધ લખવો પડે.

૧. મારા ખ્યાલ મુજબ, "સમાજવાદી સમાજ" તરીકે ઓળખાતી વ્યવસ્થા એટલે કશુંક અવિકારી કોઈ રીતે નથી. બીજી બધી સામાજિક રચનાઓની જેમ તેને પણ સતત ગતિ અને પરિવર્તનની સ્થિતિમાં ગણવો જોઈએ. વર્તમાન વ્યવસ્થાથી તેને નોખી પાડતો અગત્યનો તફાવત સ્વાભાવિક રીતે જ ઉત્પાદનની રીતમાં સમાયેલો છે, તેમાં ઉત્પાદનની સંઘટના ઉત્પાદનનાં બધાં સાધનો ઉપર રાષ્ટ્રની સહિયારી માલિકીના આધારે સાધવામાં આવે છે. એવી પુનર્ઘટનાની શરૂઆત આવતી કાલે કરવાનું, પરંતુ તેને ધીરે ધીરે અમલી બનાવવાનું, મને બરાબર સાધ્ય લાગે છે. આપણા કામદારોની ઘણી ઉત્પાદક તથા ઉપભોક્તા સહકારીઓ સાબિત કરી દે છે કે તેઓ એ કાર્ય પાર પાડવા શક્તિમાન છે. એ સહકારીઓને પોલીસે જાણીજોઈને પાયમાલ ન કરી નાખી હોય તો તેમને મૂડીવાદી સ્ટૉક કંપનીઓ જેટલી જ સરસ રીતે અને ઘણી વધારે ઈમાનદારીથી ચલાવવામાં આવે છે. મને સમજાતું નથી કે સમાજવાદ-વિરોધી કાનૂન સામે વિજયી સંઘર્ષમાં કામદારોએ રાજકીય પ્રૌઢતાની ઝળકતી સાબિતી પૂરી પાડી દીધા પછી જર્મનીમાં લોકસમુદાયોના અજ્ઞાનની વાત કેવી રીતે કરી શકાય. મને તો કહેવાતા બુદ્ધિજીવીઓની મોટપભરી અને ભ્રમિત ભાષણખોરી જ ઘણી વધારે મોટી નડતર લાગે છે. ખરી વાત છે કે આપણને હજી ટેકનિશ્યનો, ખેતીવિજ્ઞાનીઓ, ઍંજિનિયરો, રસાયણવિજ્ઞાનીઓ, સ્થપતિઓ, વગેરેની જરૂર છે, પરંતુ હાલત એકદમ ખરાબ થઈ જાય તોયે જેવી રીતે મૂડીદારો તેમને ખરીદતા હોય છે એમ જ આપણે પણ તેમને ખરીદી શકીએ, અને તેમની અંદરના થોડાક દગાબાજોને — કેમ કે દગાબાજો તો ચોક્કસ હોવાના જ — લઈને જોરદાર દાખલો ટાંકવામાં આવે તોયે આપણી જોડે ઈમાનદારીથી કામ કરવામાં તેમને પોતાને જ ફાયદો દેખાશે. પરંતુ એ વિશેષજ્ઞો, અને હું શાળાશિક્ષકોને પણ તેમની અંદર સામેલ કરું છું, સિવાય આપણે બીજા "બુદ્ધિજીવીઓ" વગર આપણું કામ એકદમ

---

* વર્તમાન નામ વ્રોઝલાવ છે. — સં.

સરસ રીતે ચલાવી શકીએ એમ છીએ. દાખલા તરીકે પાર્ટીની અંદર હાલની સાહિત્યિકો તથા વિદ્યાર્થીઓની ભરતી, એ સજ્જનોને સરખી રીતે અંકુશમાં ન રાખવામાં આવે તો, કદાચ બહુ હાનિકારક બની રહે.

એલ્બેના પૂર્વ વિસ્તારની જમીનદારી જાયદાદો હાલના દહાડિયાઓ તથા બીજા નોકરચાકરોને રીતસરના ટેકનિકલ પ્રબંધ હેઠળ સહેલાઈથી પટ્ટે આપી શકાય, અને તેઓ સૌ મળીને એ જાગીરોનો કારોબાર ચલાવે. કોઈ જાતની ધાંધલધમાલ થાય તો તેમાં વાંક એકલા જમીનદારોનો જ રહેશે, ચાલુ શાળા કાનૂનોનો ભંગ કરીને લોકોને પશુ જેવા બનાવી દેનારા જમીનદારોનો જ રહેશે.

નાના કિસાનો અને જક્કી અતિચતુર બુદ્ધિજીવીઓ, દરેક વસ્તુની સમજણ જેટલી ઓછી હોય એટલા પ્રમાણમાં ઘણી વધારે જાણકારી ધરાવતા હોવાનો ફાંકો રાખતા બુદ્ધિજીવીઓ, સૌથી મોટો અવરોધ ઊભો કરે છે.

આપણને એક વાર લોકસમુદાયોની અંદર પૂરતી સંખ્યામાં અનુયાયીઓ મળી જાય એટલે, જો રાજકીય સત્તા આપણા હાથમાં હોય તો, મોટા ઉદ્યોગો તથા બહોળી જમીનજાગીરોનું સમાજીકરણ ઝડપથી થઈ શકશે. બાકીનું વહેલામોડું થોડા સમયની અંદર તેને પગલે પગલે આવશે જ. અને મોટા પાયાના ઉત્પાદનમાં પૂરો આપણો જ અખત્યાર રહેશે.

તમે સર્વસામાન્ય સૂઝની ગેરહાજરીની વાત કરો છો, એ તો છે—પરંતુ બુદ્ધિજીવીઓમાં, ઉમરાવ વર્ગ તથા મૂડીદાર વર્ગમાંથી આગળ આવતા અને પોતાને કામદારો પાસેથી હજી કેટલું બધું શીખવાનું છે તેનો ખ્યાલ જ ન ધરાવતા બુદ્ધિજીવીઓમાં...

જર્મન ભાષામાં ૧૯૬૪માં
*«Beiträge zür Geschichte*
*der deutschen Arbeitenbewegung»*
સામયિકના બીજા અંકમાં પ્રકાશિત

**એંગેલ્સ તરફથી જોસેફ બ્લોખને**

**કોનીગ્સબેર્ગમાં**

લંડન, ૨૧(૨૨) સપ્ટેંબર, ૧૮૯૦

...ઈતિહાસની ભૌતિકવાદી વિભાવના અનુસાર ઈતિહાસમાં **આખરી નિર્ણાયક તત્ત્વ** ઉત્પાદન તથા વાસ્તવિક જીવનના પુનરુત્પાદનનું છે. એથી

વધારે માર્ક્સે કે મેં કદી કહ્યું જ નથી. એટલે કોઈ તેને મચડી નાખીને એવું કથન બનાવી દે કે આર્થિક તત્ત્વ જ **એકમાત્ર** નિર્ણાયક તત્ત્વ છે તો વિધાનને બેમતલબ, અમૂર્ત, બુદ્ધિહીન વાક્યમાં પલટાવી નાખે. આર્થિક પરિસ્થિતિ આધારના સ્થાને છે, પરંતુ ઉપલી રચનાનાં વિવિધ તત્ત્વો — વર્ગસંઘર્ષનાં રાજકીય રૂપો તથા પરિણામો, એટલે કે સફળ લડાઈ પછી વિજયી વર્ગે સ્થાપેલાં બંધારણો વગેરે, ધારાકીય રૂપો, અને એ બધા વસ્તુગત સંઘર્ષોમાં ભાગ લેનારાઓનાં મનમાં તેમનાં પ્રતિબિંબો પણ, રાજકીય તથા ધારાશાસ્ત્રીય અને દાર્શનિક સિદ્ધાંતો, ધાર્મિક વિચારો અને તેમાંથી આગળ વિકસેલી મતવાદોની પદ્ધતિઓ — પણ ઐતિહાસિક સંઘર્ષો દરમિયાન અસર પાડતાં હોય છે અને ઘણા દાખલાઓમાં તેમના **રૂપના** નિર્ધારણમાં વર્ચસ્વી ભૂમિકા ભજવતાં હોય છે. એ બધાં તત્ત્વોની આંતરક્રિયા થાય છે અને તેમાં અકસ્માતોના (એટલે એવી વસ્તુઓ તથા ઘટનાઓ કે જેમનો આંતરિક આંતરસંબંધ એટલો અસ્પષ્ટ અથવા સાબિત કરવો એટલો અશક્ય હોય કે તેને આપણે બિનહયાત, નજીવો, ગણી શકીએ) અપાર જમેલામાં આર્થિક ગતિ આખરે પોતાની અસર પાડે છે. નહિતર તો ઇતિહાસના કોઈ પણ ગાળાને સિદ્ધાંત લાગુ કરવાની બાબત પ્રાથમિક કક્ષાના સમીકરણના ઉકેલથીયે વધારે સહેલી બની જાય.

આપણો ઇતિહાસ આપણે પોતે બનાવીએ છીએ પરંતુ સૌપ્રથમ તો બહુ ચોક્કસ ધારણાઓ તથા સંજોગોના આધારે. તેમાં આર્થિક બાબતો આખરી નિર્ણાયક ભૂમિકા ભજવે છે. રાજકીય બાબતો વગેરે અને માનવીય મનોમાં ઘૂમરાતી રહેતી પરંપરાઓ પણ ખચીત ભૂમિકા ભજવે છે, પરંતુ એ નિર્ણાયક નથી હોતી. પ્રશિયન રાજ્યનો ઉદય તથા વિકાસ પણ ઐતિહાસિક, અંતે તો આર્થિક, કારણોના આધારે થયો હતો. પરંતુ વિદ્યાદંભ વગર તો એવું ધોરણ ભાગ્યે જ લઈ શકાય કે ઉત્તર જર્મનીનાં ઘણાં રાજ્યોમાંથી બ્રાન્ડેનબુર્ગ આર્થિક, ભાષાકીય, તથા ધર્મસુધારણા પછી ઉત્તર અને દક્ષિણ વચ્ચેના ધાર્મિક તફાવતને મૂર્ત કરતી મહાસત્તા બનવાની બાબત, આર્થિક આવશ્યકતાની સાથોસાથ બીજાં તત્ત્વોના આધારે (સૌપ્રથમ તો પ્રશિયાના કબજાને લીધે પોલૅંડ સાથે તેની સંડોવણી અને એટલે આંતરરાષ્ટ્રીય રાજકીય સંબંધોના આધારે — એ સંબંધો ઑસ્ટ્રિયન રાજવંશી સત્તાની સ્થાપનામાં પણ અલબત્ત નિર્ણાયક હતા) નહિ પરંતુ વિશિષ્ટ રીતે આર્થિક આવશ્યકતાના આધારે જ, નિર્ધારિત થઈ હતી. જર્મનીમાં ભૂતકાળના અને વર્તમાન કાળના દરેક નાના રાજ્યના અસ્તિત્વનો ખુલાસો, અથવા સુડેટીક પર્વતમાળાથી ટાઉનુસ સુધીના પહાડોએ રચેલી

ભૌગોલિક વિભાજન દીવાલને પહોળી બનાવીને આખા જર્મનીની આરપાર રીતસરની તરડ રચનારા પર્વતીય જર્મન સુસંગત સ્થળીય પરિવર્તનોના મૂળનો ખુલાસો, અર્થકારણના આધારે કરી દેવાનું કામ હાસ્યાસ્પદ બન્યા વગર તો મુશ્કેલ જ બને.

પરંતુ, બીજી વાત જોતાં, ઇતિહાસ એવી રીતે બનતો હોય છે કે આખરી પરિણામ હંમેશાં ઘણાબધા સંકલ્પો વચ્ચેના ઘર્ષણમાંથી પેદા થાય છે, વળી તેમાંનો દરેક સંકલ્પ જેવો હોય છે એવો જીવનના પુષ્કળ વિશિષ્ટ સંજોગોના આધારે બનેલો હોય છે. એ રીતે, એકબીજાને છેદતાં અસંખ્ય પરિબળો હોય છે, પરિબળોના સમાંતરભુજ ચતુષ્કોણોની અનંત હારમાળા હોય છે, અને તે એક પરિણામ પેદા કરે છે—ઐતિહાસિક ઘટના, વળી ખુદ તેને પણ એવી શક્તિની પેદાશ તરીકે જોઈ શકાય કે જે સમગ્ર દૃષ્ટિએ તો **અભાન રીતે**, સંકલ્પ વગર, કામગીરી કરતી હોય છે. દરેક વ્યક્તિના સંકલ્પને બીજા સૌ અવરોધતા હોય છે, અને કોઈએ સંકલ્પ ન કર્યો હોય એવું કશુંક ઉદય પામે છે. એ રીતે, ઇતિહાસ અત્યાર સુધી પ્રાકૃતિક પ્રક્રિયાની રીતે આગળ ધપતો રહ્યો છે, અને તાત્ત્વિક દૃષ્ટિએ જોતાં ગતિના એકના એક નિયમોને વશ હોય છે. વ્યક્તિઓના સંકલ્પો—દરેક વ્યક્તિ શારીરિક બંધારણ તથા બાહ્ય, આખરી પૃથક્કરણમાં આર્થિક, સંજોગો (તેના વૈયક્તિક સંજોગો અથવા સામાન્ય રૂપમાં સમાજના સંજોગો)થકી જે વાંછવા પ્રેરાતી હોય તેની વાંછના કરે છે—જેવા હોય તેવા સિદ્ધ નથી થઈ જતા પરંતુ એકંદર સરેરાશમાં, સર્વસામાન્ય પરિણામમાં વિલીન થઈ જાય છે, એ હકીકતમાંથી એવી તારવણી ન જ કરવી જોઈએ કે તેઓ શૂન્ય સમાન છે. એથી ઊલટું, પરિણામમાં દરેકનો ફાળો હોય છે, અને એટલા પ્રમાણમાં દરેક પરિણામમાં સામેલ હોય છે.

હું વધુમાં કહીશ કે તમે એ સિદ્ધાંતનો અભ્યાસ બીજા ત્રીજા લખાણ મારફત નહિ પરંતુ માહિતીનાં મૂળ સાધનોના આધારે કરો, એ ખરેખર ઘણું વધારે સહેલું છે. માર્ક્સે ભાગ્યે જ કશું એવું લખ્યું હશે કે જેમાં તેણે ભૂમિકા ન ભજવી હોય. પરંતુ ખાસ તો 'લૂઈ બોનાપાર્તની અઢારમી બ્રુમેર' તેના વિનિયોગનું ઉત્તમ ઉદાહરણ પૂરું પાડે છે. 'મૂડી'માં[82] પણ તેના ઘણા નિર્દેશો છે. એ ઉપરાંત, હું તમારું ધ્યાન મારાં લખાણો તરફ પણ ખેંચું છું: 'હેર ઓઇગેન ડ્યૂરિંગે વિજ્ઞાનમાં આણેલી ક્રાંતિ' તેમ જ 'લુડવિગ ફ્રાયરબાખ અને ક્લાસિકલ જર્મન તત્ત્વજ્ઞાનનો અંત'. મેં એ કૃતિઓમાં ઐતિહાસિક ભૌતિકવાદનું મારી જાણ મુજબનું વધારેમાં વધારે વિગતવાર વિવરણ આપ્યું છે.

નાનેરા લોકો આર્થિક પાસા ઉપર ક્યારેક વાજબી કરતાં વધારે ભાર મૂકતા હોય છે, અને તેમાં માર્ક્સ અને હું અમુક અંશે દોષિત છીએ. અમારે અમારા વિરોધીઓને લક્ષમાં રાખીને મુખ્ય સિદ્ધાંત ઉપર વધારે ભાર મૂકવો પડયો હતો કારણ કે તેઓ તેને નકારતા હતા, અને આંતરક્રિયામાં સંડોવાયેલાં બીજાં તત્ત્વોની સમુચિત છણાવટ માટે અમને સમય, સ્થળ, અને તકની સગવડો હંમેશાં નહોતી મળતી. પરંતુ ઈતિહાસના હિસ્સાની રજૂઆતનો, એટલે કે સિદ્ધાંતને વાસ્તવમાં લાગુ કરવાનો, સવાલ આવ્યો ત્યારે બાબત સાવ જુદી હતી, તેમાં તો કોઈ જાતની ભૂલ થવા દેવાય એમ હતું જ નહિ. પરંતુ લોકો ઘણીઘણી વાર માની લેતા હોય છે કે પોતે સિદ્ધાંતને પૂરેપૂરો સમજી લીધો છે, અને મુખ્ય મુદ્દાઓને જે ઘડીએ આત્મસાત કરી લે—વળી સાચી રીતે આત્મસાત કરી લેતા હોય એવું હંમેશાં નથી બનતું—એ ઘડીથી ઝાઝી ફિકરચિંતા વગર તેને લાગુ કરી શકે એમ છે. હું વધારે તાજેતરના "માર્ક્સવાદીઓ"માંથી ઘણાને એવી ટીકામાંથી બકાત રાખી શકું એમ નથી કારણ કે એ વર્તુળમાં પણ એકદમ વિસ્મયજનક કચરો પેદા કરવામાં આવ્યો છે...

પહેલી વાર ૧૮૯૫માં
*«Der Sozialistische Akademiker»*
સામયિકના ૧૯મા અંકમાં પ્રકાશિત

## એંગેલ્સ તરફથી કોનરાડ શ્મીડ્ટને

### બર્લિનમાં

લંડન, ૨૭ ઑક્ટોબર, ૧૮૯૦

પ્રિય શ્મીડ્ટ,

હું ફુરસદની પહેલી જ થોડીક પળોનો ફાયદો ઉઠાવીને તમને જવાબ લખું છું. મને લાગે છે કે *«Züricher Post»*ની [83] ઑફર સ્વીકારી લેવાનું તમારે માટે બહુ સારું રહેશે. ત્યાં તમે હંમેશાં અર્થકારણ વિશે ઘણુંબધું જાણી શકશો, ખાસ કરીને જો એટલું ધ્યાનમાં રાખો તો કે ઝુરીચ આખર સાવ હલકી કોટિનું નાણા તથા સટ્ટા બજાર છે, એટલે ત્યાં વરતાતી અસરો બે કે ત્રણ વારના પરાવર્તનને લીધે નબળી પડી ગયેલી, અથવા જાણીજોઈને વિકૃત બનાવવામાં આવેલી, હોય છે. પરંતુ તમને ક્રિયાતંત્રની અમલી જાણકારી મળશે,

અને તમારે લંડન, ન્યુ યોર્ક, પૅરિસ, બર્લિન, તથા વિયેનાના શૅરબજારના અહેવાલોનું ધ્યાન સીધી રીતે રાખવું પડશે, અને એ રીતે વિશ્વબજાર, નાણા તથા શૅર બજારમાં તેના પ્રતિબિંબના રૂપમાં, તમારી સામે છતું થશે. આર્થિક, રાજકીય, અને બીજાં પરાવર્તનો માનવીની આંખનાં પરાવર્તનો જેવાં જ હોય છે: તેઓ સંગ્રાહી કાચમાંથી પસાર થતાં હોય છે એટલે અવળાં દેખાય છે, માથાને ટેકે ખડાં દેખાય છે. તેમને પાછાં પગને ટેકે ખડાં રાખીને આપણી સામે રજૂ કરતું ચેતાતંત્ર ગેરહાજર હોય છે. નાણાબજારનો માણસ ઉદ્યોગની તથા વિશ્વબજારની ગતિને નાણા તથા શૅર બજારના અવળા પ્રતિબિંબના રૂપમાં જ જુએ છે, અને એટલે અસર તેની નજરમાં કારણ બની જાય છે. એ બાબત છેક પાંચમા દાયકામાં માંચેસ્ટરમાં મારા ધ્યાનમાં આવી ગઈ હતી: લંડનના શૅરબજારના અહેવાલો ઉદ્યોગના ક્રમને તેમ જ તેની સમયાંતરી ઊંચામાં ઊંચી તથા નીચામાં નીચી કક્ષાને સમજવામાં સાવ નકામા હતા કારણ કે એ સજ્જનો દરેક વસ્તુનો ખુલાસો નાણાબજારની કટોકટીઓના આધારે આપી દેતા હતા, પરંતુ કટોકટીઓ પોતે તો સામાન્ય રીતે કેવળ નિશાનીઓ જ હતી. એ વખતે મુદ્દો ઔદ્યોગિક કટોકટીઓના મૂળમાં અલ્પકાલીન અત્યુત્પાદન હોવાની વાતને ગલત સાબિત કરવાનો હતો, એટલે તેમાં વધુમાં પક્ષપાતી પાસું, વિકૃતિ ઉશ્કેરતું પાસું, પણ હતું. હવે એ મુદ્દો હયાત નથી રહ્યો — ગમે તેમ પણ અમારે માટે તો સદાને માટે નથી રહ્યો. એ ઉપરાંત, ખરેખર હકીકત છે કે નાણાબજારની પોતાની કટોકટીઓ પણ હોઈ શકે છે, અને તેમાં ઉદ્યોગનાં ભંગાણો કેવળ ગૌણ ભૂમિકા ભજવે છે, અથવા કશી ભૂમિકા નથી ભજવતાં. એ સંબંધમાં હજી ઘણુંબધું સાબિત કરવાનું તથા તપાસવાનું બાકી છે, ખાસ કરીને છેલ્લાં વીસ વરસોના ઇતિહાસમાં.

જ્યાં સામાજિક પાયા ઉપર શ્રમનું વિભાજન હોય ત્યાં શ્રમની અલગ અલગ પ્રક્રિયાઓ એકબીજીથી સ્વતંત્ર બની જાય છે. છેલ્લા દાખલામાં ઉત્પાદન જ નિર્ણાયક ઘટક હોય છે. પરંતુ પેદાશોનો વ્યાપાર જ્યારે ખુદ ઉત્પાદનથી જ સ્વતંત્ર બની જાય ત્યારે તે પોતાની આગવી ગતિ અપનાવે છે, અને એ ગતિ સમગ્ર દૃષ્ટિએ જોતાં ઉત્પાદનની ગતિના આધારે સંચાલિત થતી હોવા છતાં, વિગતોમાં તથા એવા સામાન્ય અવલંબનની સીમાઓમાં પોતાના આગવા નિયમો મુજબ, એ નવા ઘટકમાં અંતર્ભૂત નિયમો મુજબ, ચાલે છે; તેના પોતાના આગવા તબક્કાઓ હોય છે, અને તે ઉત્પાદનની ગતિ ઉપર વળતી પ્રતિક્રિયા કરે છે. અમેરિકાની શોધ સોનાની લાલસાને લીધે, પોર્ટુગાલવાસીઓને અગાઉ

આફ્રિકા તરફ ધકેલનારી લાલસાને લીધે, થઈ હતી (જુઓ ઝોટબેરની કૃતિ «*Production of Precious Metals*») કારણ કે ચૌદમી તથા પંદરમી સદીઓનો પારાવાર વિસ્તારિત યુરોપી ઉદ્યોગ, તથા તેને અનુરૂપ વ્યાપાર, વિનિમયનાં વધારે સાધનોનો તકાદો કરતા હતા, ૧૪૫૦થી ૧૫૫૦ સુધી મહાન રજત દેશ જર્મની પૂરાં પાડી શકે એથી વધારે સાધનોનો તકાદો કરતા હતા. ૧૫૦૦થી ૧૮૦૦ દરમિયાન હિંદુસ્તાનમાં પોર્ટુગીઝ, ડચ, તથા અંગ્રેજ ફતેહોનું લક્ષ્ય હિંદુસ્તાનમાંથી **આયાત** કરવાનું હતું—કોઈને ત્યાં નિકાસ કરવાનો ખ્યાલ તો સ્વપ્નમાંયે નહોતો આવતો. તેમ છતાં, માત્ર વ્યાપારી હિતોને ખાતર જ કરવામાં આવેલી એ શોધો અને ફતેહોની કેવી પારાવાર પ્રતિક્રિયા ઉદ્યોગ ઉપર થઈ હતી! માત્ર એ દેશોમાં **નિકાસની** આવશ્યકતાને કારણે જ મોટા પાયાનો આધુનિક ઉદ્યોગ સર્જાયો તથા વિકાસ પામ્યો.

નાણાબજારની બાબતમાં પણ એમ જ છે. નાણાનો વ્યાપાર પણ્યોના વ્યાપારથી અલગ થઈ જાય કે તરત—ઉત્પાદન તેમ જ પણ્યવ્યાપાર તરફથી લાદવામાં આવતા અમુક સંજોગોમાં તથા એવી સીમાઓની અંદર—તેનો આગવો વિકાસ થાય છે, અને તેના પોતાના સ્વરૂપ તથા અલગ અલગ તબક્કાઓના આધારે તેના ખાસ નિયમો નિર્ધારિત થાય છે. નાણાવ્યાપાર અધિક વિકાસ પામે ત્યારે જામીનગીરીઓના વ્યાપારને પણ આવરી લે છે, અને એ જામીનગીરીઓ કેવળ સરકારી કાગળો નહિ પરંતુ ઔદ્યોગિક તથા વાહનવ્યવહારને લગતી માલમતા પણ હોય છે, એટલે સમગ્ર દૃષ્ટિએ જોતાં પોતે જ ઉત્પાદન થકી નિયંત્રિત થતો નાણાવ્યાપાર ઉત્પાદનના અમુક હિસ્સા ઉપર કાબૂ હાંસલ કરી લે છે, એ આખી બાબતને ઉમેરવામાં આવે તો ઉત્પાદન ઉપર નાણાવ્યાપારની પ્રતિક્રિયા હજી વધારે જોરદાર તથા વધારે જટિલ બની જાય છે. નાણાના વ્યાપારીઓ રેલવે, ખાણો, લોખંડનાં કારખાનાં, વગેરેના માલિકો હોય છે. ઉત્પાદનનાં એ સાધનો બેવડું પાસું ધારણ કરી લે છે: તેમનું સંચાલન ક્યારેક સીધા ઉત્પાદનના હિતની દિશામાં વાળવાનું હોય છે પરંતુ ક્યારેક શૅરહોલ્ડરોની, તેઓ નાણાવ્યાપારીઓ હોય એટલા પ્રમાણમાં તેમની આવશ્યકતાઓ મુજબ પણ કરવાનું હોય છે. ઉત્તર અમેરિકી રેલવે કંપનીઓ તેનું એકદમ સચોટ ઉદાહરણ પૂરું પાડે છે. એ કંપનીઓનું સંચાલન પૂરેપૂરું શૅરબજારમાં કોઈ જય ગોલ્ડ કે કોઈ વાન્ડેરબીલ્ટ વગેરેની, કોઈ ખાસ રેલવે કંપની કે વાહનવ્યવહારના સાધન તરીકેનાં તેનાં હિતો સાથે કશો જ સંબંધ ન ધરાવનારની, રોજિંદી કારવાઈઓ ઉપર અવલંબિત હોય છે. અહીંયાં ઇંગ્લૅંડમાં પણ આપણે જુદીજુદી

રેલવે કંપનીઓ વચ્ચે તેમના સંબંધિત પ્રદેશોની સીમાઓ અંગે દાયકાઓ સુધી ચાલતી રહેલી તકરારો જોઈ છે. એવી તકરારોમાં પારાવાર નાણાં વેડફાઈ ગયાં હતાં, અને એ બરબાદી ઉત્પાદન તથા સંચારના હિતમાં નહિ પરંતુ ખાલી એવી હરીફાઈને કારણે કરવામાં આવી હતી કે જેનું એકમાત્ર લક્ષ્ય સામાન્ય રીતે શૅર ધરાવતા નાણાવ્યાપારીઓના શૅર વિનિમય સોદાઓને સરળ બનાવવાનું હતું.

પણ્યોના વ્યાપાર સાથે ઉત્પાદનના, અને નાણાના વ્યાપાર સાથે એ બન્નેના, સંબંધની મારી વિભાવનાના આ થોડાક નિર્દેશોમાં મેં, સામાન્ય રીતે "ઐતિહાસિક ભૌતિકવાદ" વિશે તમારા સવાલોનો જવાબ, સારતત્ત્વની દૃષ્ટિએ આપી દીધો છે. બાબતને સમજવાની સૌથી સહેલી રીત તેને શ્રમના વિભાજનની દૃષ્ટિએ જોવાની છે. સમાજ ચોક્કસ કામગીરીઓને અસ્તિત્વમાં આણે છે અને તેમને તજી નથી શકતો. તેને માટે નિયુક્ત વ્યક્તિઓ **સમાજની અંદર** શ્રમના વિભાજનની નવી શાખા બની રહે છે. એવી સ્થિતિ તેમનાં વિશિષ્ટ હિતોને નિર્ધારિત કરે છે, વળી એ હિતો તેમને અખત્યાર આપનારાઓનાં હિતોથી નિરાળાં હોય છે, એ વ્યક્તિઓ તેમને અખત્યાર આપનારાઓથી સ્વતંત્ર બની જાય છે—રાજ્ય ઘાટ ધારણ કરવા લાગે છે. હવે બધું પણ્યોના વ્યાપારની અને આગળ જતાં નાણાના વ્યાપારની અંદરની રીતને મળતી રીતે ચાલે છે: નવી સ્વતંત્ર સત્તા, જેને મુખ્યત્વે તો ઉત્પાદનની ગતિને પગલે પગલે ચાલવું પડતું હોય છે એ સત્તા, તેની અંતર્ભૂત સાપેક્ષ સ્વતંત્રતાને કારણે—એટલે કે એક વાર તેને અપાયેલી અને ધીરેધીરે વધારે વિકસેલી સાપેક્ષ સ્વતંત્રતાને કારણે—ઉત્પાદનના સંજોગો અને ક્રમ ઉપર વળતી પ્રતિક્રિયા કરે છે. તેમાં બે અસમાન પરિબળોની આંતરક્રિયા હોય છે: એક તરફ આર્થિક ગતિ અને બીજી તરફ નવી રાજકીય સત્તા. એ સત્તા જેટલી બને એટલી સ્વતંત્રતા હાંસલ કરી લેવાની જહેમતો કરે છે, અને એક વાર સ્થપાઈ ગયા પછી તેને પોતાની આગવી ગતિ મળેલી હોય છે. સમગ્ર દૃષ્ટિએ જોતાં, દોર તો આર્થિક ગતિનો જ ચાલે છે, પરંતુ તેને એક તરફ તો પોતે જ સ્થાપેલી અને સાપેક્ષ સ્વતંત્રતા આપીને નવાજેલી રાજકીય ગતિની, રાજ્ય સત્તાની ગતિની, પ્રતિક્રિયાઓ અને, બીજી તરફ, સાથોસાથ પેદા થઈ ગયેલા વિરોધની પ્રતિક્રિયાઓ પણ સહેવી પડે છે. જેવી રીતે ઔદ્યોગિક બજારની ગતિ મુખ્યત્વે, તેમ જ ઉપર નિર્દેશિત થઈ ચૂકેલી મર્યાદાઓ સાથે, નાણાબજારમાં અને બેશક **અવળા રૂપમાં** પ્રતિબિંબિત થાય છે, એવી જ રીતે ક્યારના અસ્તિત્વ ધરાવતા અને એકબીજાની સામે

લડતા વર્ગો વચ્ચેનો સંઘર્ષ સરકાર અને તેના વિરોધીઓ વચ્ચેના સંઘર્ષમાં પ્રતિબિંબિત થાય છે, પરંતુ એ પણ અવળા રૂપમાં, સીધી નહિ પણ આડકતરી રીતે, વર્ગસંઘર્ષ તરીકે નહિ પણ રાજકીય સિદ્ધાંતો માટેની લડત તરીકે, પ્રતિબિંબિત થાય છે, અને એટલો બધો વિકૃત થઈ ગયેલો હોય છે કે તેનો પાર પામવામાં આપણને હજારો વર્ષ લાગ્યાં છે.

આર્થિક વિકાસની ઉપર રાજ્ય સત્તાની પ્રતિક્રિયા ત્રણ પ્રકારોની હોઈ શકે છે: તે એ જ દિશાની હોઈ શકે છે, અને એમ હોય તો વિકાસ વધારે ઝડપથી થાય છે; તે વિકાસની દિશાથી ઊલટી દિશાની હોઈ શકે છે, અને એમ હોય તો આજકાલના જમાનામાં તે દરેક મોટી પ્રજાની અંદર લાંબે ગાળે છિન્નભિન્ન થઈ જાય; અથવા તે આર્થિક વિકાસને અમુક દિશાઓમાં જતો અટકાવે અને તેને માટે બીજી દિશાઓ નિર્ધારિત કરે. એવી સ્થિતિ આખરે તો અગાઉની બે સ્થિતિઓમાંથી એકમાં પલટાઈ જાય. પરંતુ વાત સાફ છે કે બીજા અને ત્રીજા નંબરની સ્થિતિમાં રાજકીય સત્તા આર્થિક વિકાસને ભારે નુકસાન કરી શકે, અને શક્તિ તથા સાધનસામગ્રીની ભારે બરબાદીમાં પરિણમી શકે.

વળી ફતેહની અને આર્થિક સાધનસંપદાના પાશવી વિનાશની સ્થિતિ પણ હોય છે. તેમાં અમુક સંજોગોમાં અગાઉ સ્થાનિક અથવા રાષ્ટ્રીય વિકાસને પૂરેપૂરો તારાજીનો ભોગ બનાવી શકાતો હતો. આજકાલના જમાનામાં એવી સ્થિતિ સામાન્ય રીતે ઊલટી અસર પાડે છે, ઓછામાં ઓછું મોટી પ્રજાઓની બાબતમાં: લાંબે ગાળે ઘણી વાર આર્થિક, રાજકીય, અને નૈતિક દૃષ્ટિએ પરાજિતને વિજેતા કરતાં વધારે ફાયદો થાય છે.

કાનૂનની બાબતમાં પણ એમ જ છે. ધંધાદારી વકીલોને અસ્તિત્વમાં આણતું નવું શ્રમવિભાજન જરૂરી બની જાય કે તરત બીજું એક નવું ક્ષેત્ર ખૂલી જાય છે, અને તે સામાન્ય રીતે ઉત્પાદન તથા વ્યાપાર ઉપર અવલંબિત હોવા છતાં, એ ક્ષેત્રોની ઉપર પ્રતિક્રિયા કરવાની ખાસ શક્તિ પણ ધરાવતું હોય છે. આધુનિક રાજ્યમાં કાનૂન સામાન્ય આર્થિક સ્થિતિને અનુરૂપ તથા તેની અભિવ્યક્તિ હોવો જોઈએ એટલું જ નહિ પરંતુ **આંતરિક રીતે સુસંગત** અભિવ્યક્તિ, આંતરિક આંતરવિરોધોને લીધે શૂન્યમાં ન પલટાઈ જાય એવી અભિવ્યક્તિ, પણ હોવો જોઈએ, એવો હેતુ સિદ્ધ કરવા માટે આર્થિક સંજોગોના યથાર્થ પ્રતિબિંબનો ભોગ વધારે ને વધારે અપાતો રહે છે. કાનૂન સંહિતામાં વર્ગના વર્ચસ્વની ઉઘાડી, પૂરેપૂરી, તથા નિર્ભેળ અભિવ્યક્તિ હોવાનું—એવી સ્થિતિ તો "અધિકારની વિભાવના"ને ધક્કો પહોંચાડે જ—જેમ જેમ વધારે

વિરલ બનતું જાય તેમ તેમ એવા ભોગનું પ્રમાણ વધતું જાય. નેપોલિયનની કાનૂન સંહિતામાં પણ, ૧૭૯૨-૯૬ના ક્રાંતિકારી મૂડીદાર વર્ગની અધિકારની નિર્ભેળ સુસંગત વિભાવનામાં, ઘણી રીતોની ભેળસેળ ક્યારની થઈ ચૂકી છે, અને તે જેટલી એ સંહિતામાં મૂર્ત થયેલી છે તેમાંયે હવે સર્વહારા વર્ગની વધતી જતી તાકાતને લીધે રોજરોજ જાતજાતનાં ખવાણો થતાં રહે છે. એથી નેપોલિયનની કાનૂન સંહિતા, દુનિયાના દરેક ભાગમાં દરેક નવી કાનૂન સંહિતાના આધારની કામગીરી બજાવતી ધારાપોથી બની રહેવામાં, કશો અવરોધ નથી પડતો. એ રીતે, "અધિકારના વિકાસ"નો ક્રમ મોટે ભાગે તો આર્થિક સંબંધોનું સીધું નિરૂપણ કાનૂની સિદ્ધાંતોમાં કરવાથી ઊભા થતા આંતરવિરોધોને નિવારી લેવાના તથા કાનૂનની સુસંવાદી પદ્ધતિ સ્થાપવાના પ્રયત્નમાં, અને પછી વધુ આર્થિક વિકાસના પ્રભાવ તથા દબાણથી એ પદ્ધતિમાં વારંવાર પડતાં ભંગાણોમાં, તેને વધારે આંતરવિરોધોમાં અટવાવી દેતાં ભંગાણોમાં, કેવળ તેમાં જ, સમાયેલો છે. (અહીંયાં હું હાલ પૂરતો માત્ર દીવાની કાનૂનની છણાવટ કરી રહ્યો છું.)

આર્થિક સંબંધો કાનૂની સિદ્ધાંતોના રૂપમાં પ્રતિબિંબિત થાય ત્યારે એ પ્રતિબિંબ પણ અવળું હોય છે, કાર્યરત વ્યક્તિની જાણકારી વગર થતું રહે છે. ધારાશાસ્ત્રી માની લે છે કે પોતે અનુભવ નિરપેક્ષ વિધાનોના આધારે કામગીરી કરી રહ્યો છે, પરંતુ એ વિધાનો ખરેખર તો કેવળ આર્થિક પ્રતિબિંબો જ હોય છે, એટલે બધું અવળું હોય છે. મને તો બાબત સાફ લાગે છે કે એવી અવળી સ્થિતિ, જ્યાં સુધી પરખાઈ ન જાય ત્યાં સુધી, આપણે જેને **વૈચારિક દૃષ્ટિકોણ** કહીએ છીએ તે બની રહે છે, આર્થિક આધાર ઉપર વળતી પ્રતિક્રિયા કરે છે, અને અમુક મર્યાદાઓની અંદર તેમાં ફેરફાર પણ કરી શકે. વારસદારીના અધિકારનો આધાર—પરિવારના વિકાસમાં સધાયેલી કક્ષાઓ એવી ને એવી જ હોવાની ધારણ કરી લેતાં—આર્થિક હોય છે. તેમ છતાં, દાખલા તરીકે એમ સાબિત કરી દેવાનું મુશ્કેલ બની રહેશે કે ઇંગ્લૅંડમાં વસિયતીની પૂરી આઝાદી અને ફ્રાંસમાં તેને માથે દરેક વિગતમાં લાદવામાં આવતા કડક પ્રતિબંધોમાં એકલી આર્થિક બાબતો જ કારણભૂત છે. પરંતુ બન્ને સ્થિતિઓ પાછી આર્થિક ક્ષેત્રની ઉપર બહુ ગણનાપાત્ર પ્રતિક્રિયા કરતી હોય છે કારણ કે મિલકત વહેંચણી ઉપર અસર પાડતી હોય છે.

હવામાં એથીયે વધારે ઊંચે ઊડતાં વૈચારિક જગતોમાં તો જેને આપણે આજે વાહિયાત ગણાવવો જોઈએ એવો પ્રાગૈતિહાસિક જખીરો છે, ઐતિહાસિક ગાળાને

પહેલેથી જ અસ્તિત્વમાં મળી આવેલો અને તેણે પોતાને હસ્તક લઈ લીધેલો જખીરો છે. પ્રકૃતિ, માનવીની પોતાની હસ્તી, ભૂતપ્રેત, જાદુઈ શક્તિઓ, વગેરેને લગતી તરેહવાર ખોટી વિભાવનાઓ મોટે ભાગે તો નકારાત્મક આર્થિક તત્ત્વ ઉપર આધારિત હોય છે. પ્રકૃતિની ખોટી વિભાવનાઓ પ્રાગૈતિહાસિક ગાળાના નીચી કક્ષાના આર્થિક વિકાસમાં પુરવણી કરે છે અને અમુક અંશે તેને નિર્ધારિત કરે છે તથા તેમાં કારણભૂત પણ હોય છે. આર્થિક આવશ્યકતા પ્રકૃતિના સંબંધમાં વધતી જતી જાણકારીની મુખ્ય પ્રેરક શક્તિ રહી હોવા છતાં, અને હવે વધારે પ્રમાણમાં એવી શક્તિ બની ગઈ હોવા છતાં, એ બધા આદિમ બકવાદનાં આર્થિક કારણો શોધવાની કોશિશ કરવાનું અને તેમને શોધી કાઢવાનું તો ચોક્કસ વિદ્યાદંભી જ ગણાય. વિજ્ઞાનનો ઈતિહાસ એ બધા બકવાદની ધીરેધીરે સફાઈનો, અથવા સમજો કે તેના સ્થાને નવા પરંતુ હંમેશાં ઓછા બેહૂદા બકવાદની ગોઠવણીનો, ઈતિહાસ છે. એ કામ કરનારા લોકો શ્રમના વિભાજનમાં ખાસ ક્ષેત્રોમાં સામેલ હોય છે અને પોતાની નજરમાં સ્વતંત્ર ક્ષેત્રમાં કામગીરી કરતા હોય છે. તેઓ શ્રમના સામાજિક વિભાજનમાં જેટલા પ્રમાણમાં સ્વતંત્ર જૂથ રચતા હોય છે એટલા પ્રમાણમાં તેમની પેદાશો, ભૂલો સહિત, સમાજના સમગ્ર વિકાસ ઉપર, આર્થિક વિકાસ ઉપર પણ, પ્રતિક્રિયા કરતી હોય છે. તેમ છતાં તેઓ પોતે પણ આર્થિક વિકાસના વર્ચસ્વી પ્રભાવ હેઠળ હોય છે. દાખલા તરીકે, તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં મૂડીવાદી ગાળાના સંબંધમાં એ વાત એકદમ સહેલાઈથી સાબિત કરી શકાય. હોબ્સ પ્રથમ આધુનિક ભૌતિકવાદી (અઢારમી સદીના અર્થમાં) હતો, પરંતુ જ્યારે નિરંકુશ રાજાશાહી આખા યુરોપમાં પરાકાષ્ઠાએ હતી અને ઇંગ્લૅંડમાં જનતાની સામે જંગના મેદાનમાં આવી ગઈ હતી ત્યારે તે નિરંકુશતાવાદી હતો. લોક ધર્મની તેમ જ રાજકારણની બાબતમાં ૧૬૮૮ની વર્ગીય તડજોડનું સંતાન હતો. અંગ્રેજ તટસ્થેશ્વરવાદીઓ અને તેમના વિચારોને વધારે સુસંગત રીતે ચાલુ રાખનારાઓ, ફ્રેંચ ભૌતિકવાદીઓ, મૂડીદાર વર્ગના, અને ફ્રેંચ ભૌતિકવાદીઓ તો મૂડીવાદી ક્રાંતિનાયે, ખરા તત્ત્વજ્ઞાનીઓ હતા. જર્મન તત્ત્વજ્ઞાનમાં કાંટથી લઈને હેગેલ સુધી જર્મન કૂપમંડૂક ક્યારેક સકારાત્મક અને ક્યારેક નકારાત્મક રીતે ઓતપ્રોત હતો. પરંતુ દરેક યુગનું તત્ત્વજ્ઞાન શ્રમના વિભાજનમાં ચોક્કસ ક્ષેત્રને અંકિત કરે છે, તેમાં પુરોગામીઓ તરફથી તેને સુપરત થયેલી ચોક્કસ ચિંતન સામગ્રીની પૂર્વધારણા સામેલ હોય છે, અને તે શરૂઆત તેમાંથી કરે છે. એટલે જ, આર્થિક દૃષ્ટિએ પછાત દેશો પણ તત્ત્વજ્ઞાનમાં મુખ્ય સ્થાન લઈ શકે છે:

અઢારમી સદીમાં ઇંગ્લૅંડની, જેના તત્ત્વજ્ઞાનને ફ્રાંસવાસીઓએ આધાર તરીકે લીધું હતું એ ઇંગ્લૅંડની, સરખામણીમાં ફ્રાંસ, અને આગળ જતાં એ બન્નેની સરખામણીમાં જર્મની. પરંતુ ફ્રાંસમાં તેમ જ જર્મનીમાં એ સમયે તત્ત્વજ્ઞાનમાં તથા સાહિત્યની સામાન્ય ખીલવણીમાં વેગીલા આર્થિક વિકાસનું પરિણામ અંકિત હતું. હું એ ક્ષેત્રોમાં પણ અંતે તો આર્થિક વિકાસની જ સર્વોપરીતાને સાબિત થઈ ગયેલી ગણું છું, પરંતુ તે વિશિષ્ટ ક્ષેત્રે પોતે લાદેલી મર્યાદાઓની અંદર સાબિત થાય છે: દાખલા તરીકે, તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં પુરોગામીઓ તરફથી સુપરત કરવામાં આવેલી પહેલેથી હયાત દાર્શનિક સામગ્રીની ઉપર આર્થિક અસરોની કામગીરીના (તેઓ વળી સામાન્ય રીતે કેવળ રાજકીય વગેરે વેષાંતરોમાં જ કામગીરી કરતી હોય છે) આધારે. અહીંયાં અર્થકારણ કશું નવેસરથી પેદા નથી કરતું પરંતુ અસ્તિત્વમાં મળી આવેલી ચિંતન સામગ્રીમાં ફેરફાર કરવાની તથા તેને વધારે વિકસાવવાની રીતને નિર્ધારિત કરે છે, અને તે પણ મોટે ભાગે તો આડકતરી રીતે કારણ કે તત્ત્વજ્ઞાનની ઉપર વધારેમાં વધારે સીધી અસર તો રાજકીય, કાનૂની, તથા નૈતિક પ્રતિબિંબો પાડતાં હોય છે.

ધર્મ વિશે જે કંઈ એકદમ જરૂરી હતું તે મેં ફ્રાયરબાખ સંબંધી લખાણના છેલ્લા વિભાગમાં જણાવી દીધું છે.*

એટલે, જો બાર્થ ધારી લેતો હોય કે ખુદ આર્થિક ગતિની ઉપર આર્થિક ગતિનાં રાજકીય વગેરે પ્રતિબિંબોની કોઈ પણ તથા દરેક પ્રતિક્રિયાને અમે નકારી કાઢીએ છીએ તો તે ખાલી પવનચક્કીની ઉપર જ હલ્લો કરી રહ્યો છે. તેને માટે કેવળ માર્ક્સની કૃતિ 'અઢારમી બ્રુમેર'** જોઈ જવાનું જરૂરી છે, તેમાં રાજકીય સંઘર્ષો તથા ઘટનાઓ તરફથી ભજવવામાં આવતી, બેશક આર્થિક સંજોગો ઉપર તેમના **સામાન્ય** અવલંબનની અંદર, વિશિષ્ટ ભૂમિકાની, લગભગ એકલી તેની જ, છણાવટ કરવામાં આવી છે. અથવા 'મૂડી', દાખલા તરીકે કામદિન સંબંધી વિભાગ, તેમાં કાનૂન રચના કે જે ચોક્કસ રાજકીય કૃત્ય જ છે તે બહુ જોરદાર અસર પાડે છે. અથવા મૂડીદાર વર્ગના ઇતિહાસ સંબંધી વિભાગ. (પ્રકરણ ૨૪.) અથવા, જો રાજકીય સત્તા આર્થિક દૃષ્ટિએ નાકૌવત હોય તો આપણે સર્વહારા વર્ગની રાજકીય સરમુખત્યારીની લડત શા માટે લડીએ છીએ? બળ (એટલે કે રાજકીય સત્તા) સાથોસાથ આર્થિક તાકાત પણ હોય છે!

---

*જુઓ આ ખંડનાં પૃષ્ઠ ૩૦-૫૯.—સં.

**જુઓ આ સંગ્રહનો ખંડ ૧, પૃષ્ઠ ૧૨૮-૨૪૭.—સં.

પરંતુ અત્યારે પુસ્તકની ટીકા કરવાનો સમય મને નથી. મારે પહેલાં તો ત્રીજા ગ્રંથનું* પ્રકાશન કરાવી લેવાનું છે, વળી મને લાગે છે કે દાખલા તરીકે બર્નસ્ટાઇન એ કાર્ય બહુ અસરકારક રીતે કરી શકે એમ છે.

એ બધા સજ્જનોની બાબતમાં ખામી દ્વંદ્વાત્મક દૃષ્ટિની છે. તેઓ હંમેશાં માત્ર એવી નજરે જુએ છે કે તેમને કારણ એક જગ્યાએ અને અસર બીજી જગ્યાએ દેખાય છે. એ તો પોકળ અમૂર્ત તારવણી છે, એવા આધિભૌતિક ધ્રુવીય વિરોધી છેડાઓ વાસ્તવિક જગતમાં કેવળ કટોકટીઓ દરમિયાન જ અસ્તિત્વમાં હોય છે, આખી વિશાળ પ્રક્રિયા તો આંતરક્રિયાના રૂપમાં ચાલતી હોય છે, જોકે આંતરક્રિયા બહુ અસમાન પરિબળોની હોય કેમ કે આર્થિક ગતિ બહુ મોટા પ્રમાણમાં સૌથી વધારે જોરદાર, સૌથી વધારે મૂળભૂત, અને સૌથી વધારે નિર્ણાયક હોય છે, બધું સાપેક્ષ હોય છે અને કશું નિરપેક્ષ નથી હોતું— તેઓ એ જોવાનું ક્યારેય શરૂ નથી કરતા. તેમની બાબતમાં તો હેગેલ જાણે કદી અસ્તિત્વમાં હતો જ નહિ...

પૂરી વાચના પહેલી વાર
૧૯૨૦માં «*Sozialistische Monatshefte*»
સામયિકના ૨૦-૨૧મા અંકોમાં પ્રકાશિત

## એંગેલ્સ તરફથી ફ્રાંઝ મેહરીંગને

### બર્લિનમાં

લંડન, ૧૪ જુલાઈ, ૧૮૯૩

પ્રિય હેર મેહરીંગ,

તમે મહેરબાની કરીને મને «*Lessing Legend*» મોકલ્યું તેનો આભાર માનવાની પહેલી તક મને આજે મળી છે. હું જવાબમાં પુસ્તકની ખાલી ઔપચારિક પહોંચ નહોતો લખવા માગતો, સાથે સાથે તેને વિશે, તેના વિષયવસ્તુ વિશે, કંઈક તમને જણાવવાનું મને મન હતું. એટલે ઢીલ થઈ છે.

હું અંતને—ઐતિહાસિક ભૌતિકવાદ વિશેના પરિશિષ્ટને[64]—લઈને શરૂઆત કરીશ. તેમાં તમે મુખ્ય બાબતો ઉત્તમ રીતે, અને પૂર્વગ્રહ ન ધરાવતા કોઈ

---

*'મૂડી'ના.—સં.

પણ માણસને ખાતરી કરાવી દે એવી રીતે, ગોઠવી દીધી છે. મને તેમાં વાંધા જેવું કંઈ લાગતું હોય તો એટલું જ કે તમે મને મારે ભાગે આવતા યશ કરતાં—શક્ય છે કે વખત જતાં જેને મેં કદાચ આપમેળે શોધી કાઢયું હોત, પરંતુ એક નજરમાં સમગ્રતાને આવરી લેવાની શક્તિ અને વધારે વ્યાપક દૃષ્ટિફલક ધરાવતા માર્ક્સે જેને ઘણી વધારે ઝડપથી શોધી કાઢયું હતું, એ સર્વને ગણતરીમાં લઈને પણ મારે ભાગે આવતા યશ કરતાં—વધારે યશ આપ્યો છે. જે માણસને ચાળીસ વરસ સુધી માર્ક્સ જેવા માનવી સાથે કામ કરવાનું સૌભાગ્ય સાંપડયું હોય તેને તેના ખ્યાલ મુજબ મળવી જોઈતી માન્યતા સામાન્ય રીતે તેના જીવનકાળ દરમિયાન ન મળે. પછી વધારે મહાન માનવીનું અવસાન થાય ત્યારે ઊતરતી હસ્તીનું વધારે પડતું મૂલ્યાંકન સહેલાઈથી થઈ જાય, અને મને લાગે છે કે હાલ મારી સ્થિતિ બરાબર એવી જ છે. ઈતિહાસ અંતમાં એ બધું સરખું કરી દેશે, ત્યાં સુધીમાં કબરમાં શાંતિથી પોઢી જવાયું હશે અને કોઈ પણ બાબત વિશે કશીયે ખબર ક્યારેય નહિ પડે.

એ સિવાય તો એક જ વધારાના મુદ્દાની કમી છે, પરંતુ માર્ક્સ અને હું અમારાં લખાણોમાં તેની ઉપર પૂરતો ભાર મૂકવાનું હંમેશાં ચૂકી ગયા છીએ, અને તેના સંબંધમાં આપણે સૌ એકસરખા કસૂરવાર છીએ. એટલે એમ કે આપણે સૌએ મુખ્ય ભાર સૌપ્રથમ તો બુનિયાદી આર્થિક હકીકતોમાંથી રાજકીય, ધારાકીય, તથા બીજા વૈચારિક ખ્યાલોની **તારવણી ઉપર**, અને એ ખ્યાલોના માધ્યમ મારફત ઉદ્ભવ પામતાં કૃત્યો ઉપર, મૂક્યો હતો અને **મૂકવાનું** આપણે માટે **ફરજિયાત હતું**. પરંતુ એમ કરતી વેળા આપણે અંતસ્તત્ત્વને ખાતર રૂપાત્મક પાસાની—એ ખ્યાલો વગેરેના ઉદ્ભવની રીતો અને તરીકાઓની—અવગણના કરી. એથી આપણા વિરોધીઓને ગેરસમજણો ઊભી કરવાની તથા વિકૃતિઓ કરવાની મનગમતી તક મળી ગઈ. તેનું સચોટ ઉદાહરણ પૉલ બાર્થમાં જોવા મળે છે.

વિચારધારા તો કહેવાતા ચિંતકે સિદ્ધ કરેલી, ખરી વાત કે સભાન રીતે પરંતુ ખોટી સભાનતાના આધારે સિદ્ધ કરેલી, પ્રક્રિયા હોય છે. તેને ધકેલતાં પ્રેરક બળો તેને અજાણ્યાં રહે છે, નહિતર તો તેમાં વૈચારિક પ્રક્રિયા કોઈ રીતે હોય જ નહિ. એટલે તે ખોટાં અથવા દેખાવ પૂરતાં પ્રેરક બળો કલ્પી લે છે. તેમાં ચિંતનની પ્રક્રિયા હોવાથી તેના રૂપ તેમ જ અંતસ્તત્ત્વની તારવણી તે તેના પોતાના અથવા તેના પુરોગામીઓના વિશુદ્ધ ચિંતનમાંથી કરે છે. તે ખાલી ચિંતન સામગ્રીના આધારે કાર્ય કરે છે, એ ચિંતન સામગ્રીને તે કશા પરીક્ષણ

વગર જ ચિંતનની પેદાશ તરીકે સ્વીકારી લે છે, ચિંતનથી સ્વતંત્ર કોઈ વધારે દૂરનો સ્રોત શોધી કાઢવાના આશયે વધુ પરીક્ષણ નથી કરતો, તેને માટે એ સાધારણ ક્રમની બાબત હોય છે કારણ કે સમગ્ર ક્રિયામાં ચિંતનની **મધ્યસ્થી હોવાથી** તેને તે આખરે તો ચિંતન ઉપર જ **આધારિત** લાગે છે.

એ રીતે, ઐતિહાસિક વિચારવાદી (અહીંયાં ઐતિહાસિકનો અર્થ ખાલી રાજકીય, ધારાકીય, દાર્શનિક, ધર્મશાસ્ત્રીય ક્ષેત્રોને—ટૂંકમાં કેવળ પ્રકૃતિનાં જ નહિ પરંતુ **સમાજનાં** પણ ગણાય એવાં બધાં ક્ષેત્રોને—આવરી લેવા પૂરતો જ છે) વિજ્ઞાનના દરેક ક્ષેત્રમાં એવી સામગ્રી ધરાવતો હોય છે કે જે અગાઉની પેઢીઓના ચિંતનમાંથી સ્વતંત્ર રીતે આપમેળે રચાયેલી હોય છે, તથા એ ઉત્તરોત્તર પેઢીઓનાં મગજોમાં વિકાસના પોતાના આગવા સ્વતંત્ર ક્રમમાંથી પસાર થયેલી હોય છે. એટલું ખરું કે એક અથવા બીજા ક્ષેત્રની બાહ્ય હકીકતોએ એ વિકાસ ઉપર કદાચ સહ-નિર્ધારક અસર પાડી હોય, પરંતુ મૂક પૂર્વધારણા એવી છે કે એ હકીકતો પોતે પણ ચિંતનની પ્રક્રિયાનાં કેવળ ફળોને જ અંકિત કરતી હોય છે, એટલે આપણે હજી કેવળ ચિંતનના, સખતમાં સખત હકીકતોને પણ દેખીતી રીતે સફળતાથી પચાવી ગયેલા ચિંતનના, જગતમાં જ રહીએ છીએ.

સૌપ્રથમ તો રાજ્યનાં બંધારણો, કાનૂનની પદ્ધતિઓ, તથા દરેક અલગ ક્ષેત્રમાં વૈચારિક વિભાવનાઓના સ્વતંત્ર ઇતિહાસનો એવો આભાસ જ મોટા ભાગના લોકોને આંજી નાખે છે. લૂથર અને કાલવિન સત્તાવાર કૅથોલિક ધર્મને "પહોંચી વળે છે", અથવા હેગેલ ફીખ્ટેને તથા કાંટને "પહોંચી વળે છે", અથવા રુસો તેના પ્રજાસત્તાકપંથી 'સામાજિક કરાર'ના આધારે[85] બંધારણીય મોંતેસ્ક્યૅને આડકતરી રીતે "પહોંચી વળે છે", એ તો એવી પ્રક્રિયા છે કે જે ધર્મશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, અથવા રાજકીય વિજ્ઞાનની ભીતર જ રહે છે, ચિંતનનાં એ વિશિષ્ટ ક્ષેત્રોના ઇતિહાસમાં એક કક્ષાનું પ્રતિનિધિત્વ કરે છે, અને ચિંતનના ક્ષેત્રને કદી પાર નથી કરતી. મૂડીવાદી ઉત્પાદનની સનાતનતા અને અંતિમતાનો મૂડીવાદી ભ્રમ પણ ઉમેરાઈ ગયો છે એટલે પ્રકૃતિવાદી અર્થશાસ્ત્રીઓ તથા ઍડમ સ્મીથ તરફથી વ્યાપારવાદીઓને[86] પહોંચી વળવાની બાબતને પણ ચિંતનના પૂરા વિજય તરીકે ગણાવવામાં આવે છે, પલટાયેલી આર્થિક હકીકતોનું પ્રતિબિંબ ચિંતનમાં અંકિત કરતી બાબત નહિ પરંતુ સદા અને સર્વત્ર હયાત વસ્તુગત સંજોગોની આખરે સાધી લેવામાં આવેલી સાચી સમજણ ગણવામાં આવે છે—હકીકતમાં, જો રીચાર્ડ "સિંહના જેવા" હૃદયવાળાએ તથા ફીલીપ આઉગુસ્ટુસે

જેહાદોમાં[87] સંડોવાઈ જવાને બદલે મુક્ત વ્યાપાર દાખલ કરી દીધો હોત તો આપણે પાંચ સો વરસની વિપદા અને મૂઢતાથી બચી ગયા હોત.

બાબતના એ પાસાનો અહીંયાં તો હું કેવળ નિર્દેશ જ કરી શકું એમ છું, અને મને લાગે છે કે આપણે સૌએ તેની અવગણના વાજબી કરતાં વધારે કરી છે. અહીંયાં પણ પેલી જૂની વાત જ છે: શરૂઆતમાં અંતસ્તત્ત્વને ખાતર રૂપને હંમેશાં અવગણવામાં આવે છે. હું જાણાવું છું કે મેં પણ એમ જ કર્યું છે, અને ભૂલ હંમેશાં મારા ધ્યાનમાં પછી જ આવી છે. એટલે હું એ બાબતમાં તમારો દોષ કોઈ રીતે નથી કાઢતો, અપરાધી પક્ષોમાં હું મોટેરાના સ્થાને છું એટલે તમારો દોષ કાઢવાનો કશો અધિકાર મને બેશક નથી જ, વાત એથી ઊલટી જ છે. તેમ છતાં, હું ભવિષ્ય માટે તમારું ધ્યાન એ મુદ્દા તરફ ખેંચવા માગું છું.

તેની સાથે વિચારવાદીઓનો જડતાભર્યો ખ્યાલ વળગેલો છે કે અમે ઇતિહાસમાં ભૂમિકા ભજવતાં વિવિધ વૈચારિક ક્ષેત્રોના સ્વતંત્ર ઐતિહાસિક વિકાસને નકારીએ છીએ એટલે **ઇતિહાસની ઉપર** તેમની કોઈ જાતની **અસરને** પણ નકારીએ છીએ. તેના આધારના સ્થાને કારણ અને અસરને ચુસ્ત વિરોધી ધ્રુવો ગણવાની, આંતરક્રિયાને તદ્દન અવગણવાની, સામાન્ય બિનદ્વંદ્વાત્મક વિભાવના છે. એ સજ્જનો ઘણી વાર લગભગ જાણીજોઈને ભૂલી જાય છે કે કોઈ ઐતિહાસિક તત્ત્વને એક વાર બીજાં, અંતે આર્થિક, કારણો થકી જગતમાં આણવામાં આવે એટલે તે પોતાના વાતાવરણની ઉપર, અને તેને અસ્તિત્વમાં આણનારાં કારણો ઉપર પણ, ક્રિયા કરે છે, કરી શકે છે. દાખલા તરીકે, પાદરીપદ અને ધર્મના સંબંધમાં બાર્થ, તમારું પૃષ્ઠ ૪૭૫. જેની તુચ્છતા બધી ધારણાઓને પાર કરી જાય છે એવા એ આદમીને તમે જેવી રીતે પતાવી નાખ્યો છે એ જોઈને મને બહુ ખુશી થઈ છે. અને એ લોકોએ તેને લાઇપઝીગમાં ઇતિહાસનો પ્રોફેસર બનાવ્યો છે! મારે કહેવું જ પડે કે ઘરડો આદમી વાક્સમુથ— તે પણ ભોટ તો હતો જ, પરંતુ હકીકતોની બહુ કદર કરતો—સાવ જુદી જાતનો માણસ હતો.

બાકી તો, લેખો «*Neue Zeit*»માં છપાયા ત્યારે તેમને વિશે મેં જે કહેલું એ જ હું પુસ્તક વિશે દોહરાવી શકું એમ છું: પ્રશિયન રાજ્યની ઉત્પત્તિની, અત્યાર સુધી અસ્તિત્વમાં જોવામાં આવેલી, બેહદ પ્રમાણમાં ઉત્તમ રજૂઆત, ખરેખર, હું એમ પણ કહી શકું કે તે એકમાત્ર સરસ રજૂઆત છે, તેમાં મોટા ભાગની બાબતો વિશે તેમના આંતરસંબંધોને નાનામાં નાની વિગતો

સુધી સાચી રીતે વિકસાવવામાં આવ્યા છે. અફસોસ માત્ર એટલો જ છે કે તમે છેક બિસ્માર્ક સુધીના પૂરા આગળના વિકાસને સામેલ ન કરી શક્યા, અને અનાયાસે આશા બંધાઈ જાય છે કે તમે એ કાર્ય બીજી કોઈ વેળાએ કરીને નિર્વાચક ફ્રેડરિક વિલિયમથી છેક પુરાણા વિલિયમ* સુધીનું પૂરું સુગ્રથિત ચિત્ર રજૂ કરશો. તમે પ્રાથમિક પરીક્ષણો કરી લીધાં છે અને, ઓછામાં ઓછું મુખ્યત્વે તો, એ સમજો કે પૂરાં થઈ જ ગયાં છે. ડગુમગુ જૂનું ઝૂંપડું ભાંગીને ધડધડાટ ભોંયભેગું થઈ જાય તે પહેલાં એ કાર્ય ક્યારેક ગમે તે રીતે કરવાનું જ છે. રાજશાહીપંથી-દેશાભિમાની દંતકથાઓમાં આવેલી ઓટ, વર્ગીય વર્ચસ્વને ઢાંકતી રાજશાહીની (કારણ કે જર્મનીમાં **નિર્ભેળ** મૂડીવાદી પ્રજાસત્તાક અસ્તિત્વમાં આવે તે પહેલાં જ ઘટનાઓ તેનાથી આગળ ધપી ગઈ હતી) નાબૂદીની આવશ્યક પૂર્વતૈયારીને ભલે અંકિત ન કરતી હોય તોપણ, એ હેતુ માટે એક અત્યંત અસરકારક કળ બની રહેશે.

ત્યારે તમને પ્રશિયાના સ્થાનિક ઇતિહાસનું ચિત્રણ, જર્મનીએ વેઠેલી સર્વસામાન્ય વિપદાના એક ભાગ તરીકે કરવા માટે, વધારે સ્થળ અને અવસર મળશે. આ એક મુદ્દો એવો છે કે જેના સંબંધમાં હું ક્યારેક ક્યારેક તમારા વિચારથી નોખો પડું છું, ખાસ કરીને તો જર્મનીના વિખંડનને લગતા પૂર્વસંજોગો તથા સોળમી સદી દરમિયાન જર્મનીમાં મૂડીવાદી ક્રાંતિની નિષ્ફળતા અંગેની ધારણાની બાબતમાં. હું મારી કૃતિ 'કિસાન યુદ્ધ'ની ઐતિહાસિક પ્રસ્તાવના ફરી તૈયાર કરવાનું કામ હાથમાં લઉં ત્યારે, આશા છે કે આવતા શિયાળામાં, સંબંધિત મુદ્દાઓને તેમાં વિકસાવી શકીશ. તમે નિર્દેશેલા મુદ્દાઓને હું ગલત ગણતો હોઉં એમ નથી, પરંતુ હું તેમની સાથે બીજા મુદ્દાઓ પણ મૂકું છું, અને એ બધા મુદ્દાઓના ઝૂમખાની ગોઠવણી થોડીઘણી જુદી રીતે કરું છું.

જર્મન ઇતિહાસના — કંગાલિયતની અવિરત દશાની કહાણીના — પરીક્ષણમાં મને હંમેશાં જોવા મળ્યું છે કે સમાંતર ફ્રેંચ ગાળાઓ સાથેની સરખામણી જ પ્રમાણોનો સાચો ખ્યાલ આપે છે કારણ કે ત્યાં બનતું બધું આપણા દેશમાં બનતા બધાથી સાવ ઊલટું હોય છે. ચોક્કસ એવા સમયે કે જ્યારે આપણે વધારેમાં વધારે કારમી પડતીના ગાળામાંથી પસાર થતા હોઈએ ત્યારે ત્યાં સામંતી રાજ્યના વેરવિખેર અંશોમાંથી રાષ્ટ્રીય રાજ્યની સ્થાપના. ત્યાં પ્રક્રિયાના આખા

* વિલ્હેલ્મ પહેલો. — સં.

ગાળા દરમિયાન વિરલ વસ્તુલક્ષી તર્કસંગતતા, આપણા દેશમાં વધારે ને વધારે હતાશાજનક અવ્યવસ્થા. ત્યાં, મધ્યયુગ દરમિયાન, અંગ્રેજ વિજેતા પરદેશી દખલબાજીનું પ્રતિનિધિત્વ કરે છે, ઉત્તરની ફ્રેંચ પ્રજા વિરુદ્ધ પ્રોવેન્કલ પ્રજાની તરફેણમાં દખલબાજી કરે છે. ઇંગ્લૅંડ સાથેનાં યુદ્ધો એક રીતે ત્રીસ વર્ષોના યુદ્ધનું[88] પ્રતિનિધિત્વ કરે છે, પરંતુ એ યુદ્ધ પરદેશી ચડાઈખોરોની હકાલપટ્ટીમાં, તથા ઉત્તર તરફથી દક્ષિણને ગુલામ બનાવી દેવામાં, પરિણમે છે. પછી કેંદ્રીય સત્તા અને ખંડિયા બર્ગન્ડી વચ્ચેનો સંઘર્ષ આવે છે, બર્ગન્ડીને તેનાં પરદેશી સંસ્થાનોનો ટેકો છે, તે બ્રાન્ડેનબુર્ગ-પ્રશિયાની ભૂમિકા ભજવે છે, પરંતુ એ સંઘર્ષ કેંદ્રીય સત્તાના વિજયમાં પરિણમે છે અને રાષ્ટ્રીય રાજ્યની સ્થાપના પાકે પાયે કરી દે છે. બરાબર એ જ ઘડીએ આપણા દેશમાં રાષ્ટ્રીય રાજ્ય (પવિત્ર રોમન સામ્રાજ્યની અંદર "જર્મન રજવાડા"ને[89] જેવું રાષ્ટ્રીય રાજ્ય ગણાવી શકાય એવું) ભાંગી પડે છે અને જર્મન પ્રદેશને મોટા પાયા ઉપર લૂંટવાનું શરૂ થઈ જાય છે. એવી સરખામણી જર્મનો માટે તો એકદમ નામોશીભરી છે પરંતુ એ જ કારણસર વધારે બોધપ્રદ છે, અને આપણા કામદારોએ જર્મનીને ઐતિહાસિક ગતિમાં પાછું મોખરે આણી દીધું છે એટલે ભૂતકાળની નામોશીને ગળી જવાનું આપણે માટે થોડાઘણા પ્રમાણમાં વધારે સહેલું બની ગયું છે.

જર્મનીના વિકાસનું બીજું એક ખાસ અગત્યનું લક્ષણ એવી હકીકતમાં છે કે અંતમાં જર્મનીના ભાગલા માંહોમાંહે પાડી લેનારાં આંશિક રાજ્યોમાંથી એકેય શુદ્ધ જર્મન રાજ્ય નહોતું, બન્ને રાજ્યો જિતાયેલા સ્લાવ પ્રદેશમાં સંસ્થાનો હતાં: ઑસ્ટ્રિયા બાવેરિયન સંસ્થાન હતું અને બ્રાન્ડેનબુર્ગ સેક્સોન સંસ્થાન હતું, અને તેમણે જર્મનીની અંદર સત્તા પરદેશી, બિનજર્મન, સંસ્થાનોની મદદના આધારે હાંસલ કરી હતી; ઑસ્ટ્રિયાએ હંગેરીની (બોહેમિયાનો ઉલ્લેખ ન કરતાં) મદદના આધારે, અને બ્રાન્ડેનબુર્ગે પ્રશિયાની મદદના આધારે. વધારેમાં વધારે જોખમમાં રહેલી પશ્ચિમ સરહદે એવું કશું નહોતું બન્યું, ઉત્તર સરહદે ડેન લોકોની સામે જર્મનીના રક્ષણનું કામ ડેન લોકોના હાથમાં છોડી દેવાયું હતું, અને દક્ષિણમાં રક્ષણ કરવાનું એટલું ઓછું હતું કે સરહદી ચોકીદારો, સ્વીસ લોકો, પોતાને જર્મનીથી અળગા કરી લેવામાં સફળ થઈ ગયા!

પરંતુ મેં મને તરેહવાર બાહ્ય બાબતોમાં સરી પડવા દીધો છે. વાતોના આ તડાકા કંઈ નહિ તો તમને સાબિતી જરૂર પૂરી પાડશે કે તમારી કૃતિએ મારી ઉપર કેવી ઉત્તેજક અસર પાડી છે.

ફરી હેતાળ અભિવાદનો અને આભાર,

તમારો
**ફ્રે. એંગેલ્સ**

પહેલી વાર સંક્ષિપ્ત રૂપમાં
નીચેના પુસ્તકમાં પ્રકાશિત:
એફ. મેહરીંગ, «*Geschichte der
Deutschen Sozialdemokratie*»,
ગ્રંથ ૩, પ્રકરણ ૨, ૧૮૯૮, સ્ટુટગાર્ટ

## એંગેલ્સ તરફથી ડબલ્યુ. બોર્ગિયુસને

## બ્રેસ્લાઉમાં

લંડન, ૨૫ જાન્યુઆરી, ૧૮૯૪

મહોદય,

તમારા સવાલોનો જવાબ નીચે આપું છું:

૧. અમે જેને સમાજના ઈતિહાસનો નિર્ધારક આધાર ગણીએ છીએ એ આર્થિક સંબંધોનો અર્થ અમારી નજરમાં આવો છે: અમુક સમાજમાં માનવીઓ જેના થકી પોતાના ગુજરાનાં સાધનોનું ઉત્પાદન કરતા હોય અને માંહોમાંહે પેદાશોનો વિનિમય (જેટલા પ્રમાણમાં શ્રમનું વિભાજન અસ્તિત્વમાં હોય એટલા પ્રમાણમાં) કરતા હોય એ રીત અને પદ્ધતિ. એ રીતે, ઉત્પાદન અને વાહનવ્યવહારનું **આખું તંત્ર** તેમાં સામેલ છે. અમારી વિભાવના મુજબ, એ તંત્ર વિનિમયની તથા, વધુમાં, પેદાશોની વહેંચણીની રીત અને પદ્ધતિને તથા તેની સાથે, કબીલા સમાજના વિઘટન પછી, વર્ગોમાં વિભાજનને પણ, અને એટલે સ્વામીત્વ અને દાસતાના સંબંધોને તથા તેમની સાથે રાજ્ય, રાજકારણ, કાનૂન, વગેરેને પણ નિર્ધારિત કરે છે. આર્થિક સંબંધોમાં એ ઉપરાંત તેમની કામગીરીનો **ભૌગોલિક આધાર** અને આર્થિક વિકાસની અગાઉની કક્ષાઓના એવા અવશેષો સામેલ હોય છે કે જે વાસ્તવમાં તેમની અંદર સંચારિત થયેલા હોય અને બચી રહેલા હોય—ઘણી વાર તો માત્ર પરંપરા મારફત અથવા નિષ્ક્રિયતાના દબાણને લીધે. વળી સમાજના એ રૂપની આસપાસ ફેલાયેલું બાહ્ય વાતાવરણ પણ તેમાં બેશક સામેલ હોય છે.

તમે કહો છો તેમ, જો તંત્ર મોટે ભાગે વિજ્ઞાનની સ્થિતિ ઉપર આધારિત હોય તો વિજ્ઞાન એથીયે વધારે પ્રમાણમાં તંત્રની **સ્થિતિ** અને **આવશ્યકતાઓ** ઉપર આધારિત હોય છે. સમાજને ટેકનિકલ જરૂરિયાત હોય તો એથી વિજ્ઞાનને આગેકૂચ કરવામાં દસ યુનિવર્સિટીઓ કરતાંયે વધારે મદદ મળે છે. સોળમી અને સત્તરમી સદીઓમાં ઇટાલીમાં પહાડી ઝરણાંઓના નિયમનની જરૂરિયાતમાંથી આખા જલસ્થિતિ વિજ્ઞાનનો (ટોરીચેલ્લી, વગેરે) ઉદય થયો હતો. વીજળીની વિનિયોગક્ષમતા શોધી કાઢવામાં આવી ત્યાર પછી જ આપણને તેને વિશે કશું તર્કસંગત જાણવા મળ્યું છે. પરંતુ દુર્ભાગ્યે જર્મનીમાં વિજ્ઞાનોનો ઇતિહાસ એવી રીતે લખવાનો રિવાજ પડી ગયો છે કે જાણે તેઓ આસમાનમાંથી ટપકી પડયાં હોય.

૨. અમે એવી બાબતોને આર્થિક સંજોગો ગણીએ છીએ કે જે અંતે ઐતિહાસિક વિકાસને નિર્ધારિત કરતી હોય. પરંતુ જાતિ પોતે જ આર્થિક ઘટક હોય છે. અહીંયાં બે મુદ્દાઓને ધ્યાન બહાર ન જ રહેવા દેવા જોઈએ:

ક) રાજકીય, ધારાકીય, દાર્શનિક, ધાર્મિક, સાહિત્યિક, કલાત્મક વગેરે વિકાસ આર્થિક વિકાસ ઉપર આધારિત હોય છે: પરંતુ એ સૌ એકબીજાની ઉપર અને આર્થિક આધારની ઉપર પણ પ્રતિક્રિયા કરે છે. આર્થિક પરિસ્થિતિ **એકમાત્ર સક્રિય કારણ** હોય અને બીજું બધું કેવળ નિષ્ક્રિય અસર જ હોય એમ નથી. એથી ઊલટું, આર્થિક જરૂરિયાતના આધારે આંતરક્રિયા થતી રહે છે, પરંતુ હંમેશાં અંતમાં આર્થિક જરૂરિયાત **નિર્ણાયક** બની રહે છે. દાખલા તરીકે, રાજ્ય સંરક્ષણાત્મક જકાત લાદીને તેમ જ મુક્ત વ્યાપાર તથા સારી કે ખરાબ રાજકોષીય પદ્ધતિ મારફત અસર પાડે છે; અને જર્મન કૂપમંડૂકની ઘાતક પોકળતા અને નાકૌવતી પણ, ૧૬૪૮થી ૧૮૩૦ સુધી જર્મનીની કંગાલ આર્થિક સ્થિતિમાંથી પેદા થયેલી અને પહેલાં અતિ ધર્મપરાયણતામાં તથા પછી લાગણીવેડામાં તેમ જ ઠાકોરો તથા ઉમરાવોના પગ ચાટવાની દાસતામાં વ્યક્ત થયેલી પોકળતા અને નાકૌવતી પણ, આર્થિક અસર પાડયા વગર નહોતી રહી. એ બાબત હાલત સુધરવાના માર્ગમાં મોટામાં મોટી નડતર બની રહી હતી અને ક્રાંતિકારી તથા નેપોલિયનનાં યુદ્ધોએ કાયમી કંગાલિયતને એકદમ કારમી બનાવી દીધી ત્યાં સુધી ઢીલી નહોતી પડી. એટલે, ક્યાંક ક્યાંક લોકો સગવડિયા તરંગો ઘડી કાઢવાની કોશિશ કરતા હોય છે એવું વાસ્તવમાં નથી, આર્થિક પરિસ્થિતિ આપોઆપ અસર પાડી દેતી હોય એમ નથી. ના. માનવીઓ પોતાનો ઇતિહાસ પોતે જ બનાવતા હોય છે, પરંતુ કેવળ ચોક્કસ વાતાવરણમાં જ એમ કરતા

હોય છે, એ વાતાવરણ તેને નિર્ધારિત કરતું હોય છે, અને માનવીઓ પહેલેથી હયાત વસ્તુગત સંબંધોના આધારે એમ કરતા હોય છે, તેમાંથી આર્થિક સંબંધોની ઉપર બીજા — રાજકીય તથા વૈચારિક — સંબંધોની ગમે એટલી અસર પડતી હોય તોપણ આખરે તો આર્થિક સંબંધો જ નિર્ણાયક હોય છે, મુખ્ય સૂર બનીને બીજા સંબંધોમાં ઓતપ્રોત થઈ જાય છે, અને એકલો એ મુખ્ય સૂર જ સાચી સમજણ સુધી પહોંચાડે છે.

ખ) માનવીઓ પોતાનો ઇતિહાસ પોતે જ બનાવતા હોય છે, પરંતુ સામૂહિક મનસૂબાના આધારે સામૂહિક યોજના મુજબ, અથવા કોઈ ચોક્કસ સીમાંકિત સમાજમાંયે, હજી નથી બનાવતા. તેમની આકાંક્ષાઓ ટકરાતી હોય છે, અને એ જ કારણસર બધા એવા સમાજોનું સંચાલન **જરૂરિયાત** થકી થતું હોય છે, જરૂરિયાતમાં પૂરક તરીકે અને તેના ઉદ્ભવના રૂપ તરીકે **અકસ્માત** હોય છે. અહીંયાં સમગ્ર અકસ્માતની આરપાર નિર્ણાયક બની રહેતી જરૂરિયાત વળી આખરે તો આર્થિક જરૂરિયાત જ હોય છે. એવા સંજોગોમાં કહેવાતા મહાન માનવીઓ દુરસ્તી કરવા આગળ આવે છે. ચોક્કસ દેશમાં ચોક્કસ સમયે કોઈ અમુક જ માનવી, ચોક્કસ એ જ માનવી, મોખરે આવતો હોય છે, એ તો બેશક નિર્ભેળ **અકસ્માત** જ હોય છે. તેને કાઢી નાખો તો તેની અવેજીમાં બીજા માનવીની માગણી થશે, અને અવેજીનો માનવી મળી આવશે, સારો કે ખરાબ પણ લાંબે ગાળે મળી આવશે જ. પોતાની જ આંતરિક લડાઈઓથી સાવ શોષાઈ ગયેલા ફ્રેંચ પ્રજાસત્તાકે જરૂરી બનાવી દીધેલા લશ્કરી સરમુખત્યારનું સ્થાન નેપોલિયને, બરાબર એ ખાસ કોર્સીકન આદમીએ જ, લઈ લીધું, એ તો અકસ્માતની વાત હતી. પરંતુ નેપોલિયન ન હોત તો જગ્યા બીજા કોઈ માણસે પૂરી દીધી હોત, તેની સાબિતી એવી હકીકતમાં જોવા મળે છે કે જ્યારે જ્યારે જરૂર પડી છે ત્યારે ત્યારે હંમેશાં માણસ મળી આવ્યો જ છે: સીઝર, ઑગસ્ટસ, ક્રોમવેલ, વગેરે. ઇતિહાસની ભૌતિકવાદી વિભાવનાની શોધ માર્ક્સે કરી હતી, પરંતુ ત્યેરીં, મિન્યે, ગિઝો, અને ૧૮૫૦ સુધીના બધા અંગ્રેજ ઇતિહાસકારોના રૂપમાં સાબિતી મોજૂદ છે કે તેને શોધી કાઢવાની જહેમતો થઈ રહી હતી, અને મોર્ગન તરફથી એ જ વિભાવનાની શોધ સાબિત કરે છે કે તેની શોધની વેળા પાકી ગઈ હતી અને શોધ બેશક **થવાની** હતી **જ**.

ઇતિહાસના બીજા બધા અકસ્માતોની, અને દેખીતા અકસ્માતોની, બાબતમાં પણ એમ જ છે. આપણે જે ખાસ ક્ષેત્રનું પરીક્ષણ કરી રહ્યા છીએ તે જેમ જેમ આર્થિક ક્ષેત્રથી વધારે વેગળું ખસેડાતું જશે અને નર્યા વિચારજગત નજીક

પહોંચતું જશે તેમ તેમ આપણને તેના વિકાસમાં વધારે અકસ્માતો પ્રદર્શિત કરતું દેખાશે, અને તેની રેખા વધારે વાંકીચૂકી બનતી જશે. પરંતુ રેખાની મધ્યક ધરીની આકૃતિ દોરશો તો જોવા મળશે કે જેમ જેમ છણાવટના ગાળાને વધારે લંબાવવામાં આવે તથા પરીક્ષણના ક્ષેત્રને વધારે બહોળું બનાવવામાં આવે તેમ તેમ એ ધરી આર્થિક વિકાસની ધરી જોડે વધારે ને વધારે પ્રમાણમાં લગભગ સમાંતર બનતી રહેશે.

જર્મનીમાં સાચી સમજણના માર્ગમાં મોટામાં મોટી નડતર સાહિત્યમાં આર્થિક ઈતિહાસની બિનજવાબદાર અવગણનાની છે. ઈતિહાસ વિશે શાળાના અભ્યાસ દરમિયાન મગજમાં ઠાંસી દેવામાં આવેલા વિચારોની પકડમાંથી છૂટવાનું બહુ મુશ્કેલ હોય છે એટલું જ નહિ પરંતુ છૂટવા માટે જરૂરી સામગ્રી હાથમાં લેવાનું એથીયે વધારે મુશ્કેલ હોય છે. દાખલા તરીકે, કંઈ નહિ તો જૂનાપુરાણા ગુસ્ટાવ ફોન ગુલીખનાં[90] લખાણોયે કોણે વાંચ્યાં છે? તેણે કરેલો સામગ્રીનો સંચય શુષ્ક તો છે પરંતુ અસંખ્ય રાજકીય તથ્યોને સ્પષ્ટ કરી આપતી ઘણીબધી માહિતી તેમાં ભરેલી પડી છે!

બાકી તો, મને લાગે છે કે માર્ક્સે 'અઢારમી બ્રૂમેર'માં* આપેલો સરસ દાખલો તમારા સવાલોના સંબંધમાં સારી પેઠે માહિતી પૂરી પાડશે, ખાસ એટલા કારણસર કે તે વાસ્તવિક દાખલો છે. હું માનું છું કે 'ડ્યૂરિંગ-ખંડન'ના પહેલા ભાગનાં પ્રકરણો ૯-૧૧માં તથા બીજા ભાગનાં પ્રકરણો ૨-૪માં તેમ જ ત્રીજા ભાગના પહેલા પ્રકરણમાં, કે પ્રસ્તાવનામાં, અને 'ફાયરબાખ'ના** છેલ્લા વિભાગમાંયે, હું પણ મોટા ભાગના મુદ્દાઓની છણાવટ કરી ચૂક્યો છું.

ઉપરના લખાણમાંથી દરેકે દરેક શબ્દને વધારી પડતી કાળજીથી તોળી જોવાનું વલણ લેશો નહિ, પરંતુ સામાન્ય સંદર્ભને ધ્યાનમાં રાખજો. મને અફસોસ છે કે પ્રકાશન માટે જેટલી ચોકસાઈથી શબ્દોની પસંદગી કરવી પડે એટલી ચોકસાઈથી શબ્દોની પસંદગી આ લખાણમાં કરવાનો સમય મને નથી મળ્યો...

પહેલી વાર ૧૮૯૫માં
*«Der Sozialistische Akademiker»*
સામયિકના ૨૦મા અંકમાં પ્રકાશિત

---

*જુઓ આ સંગ્રહનો ખંડ ૧, પૃષ્ઠ ૧૨૮-૨૪૭.—સં

**જુઓ આ ખંડમાં પૃષ્ઠ ૩૯-૫૯.—સં.

## ટિપ્પણીઓ

[1] એંગેલ્સની 'લુડવિગ ફાયરબાખ અને ક્લાસિકલ જર્મન તત્ત્વજ્ઞાનનો અંત' નામે કૃતિમાં બતાવવામાં આવ્યું છે કે માર્ક્સવાદી વિશ્વ દૃષ્ટિકોણ કેવી રીતે ઘડાયો અને તેનાં તાત્ત્વિક લક્ષણો કેવાં છે. તેમાં દ્વંદ્વાત્મક તથા ઐતિહાસિક ભૌતિકવાદનાં મૂળતત્ત્વોનું નિરૂપણ પદ્ધતિસર કરવામાં આવ્યું છે, અને માર્ક્સવાદ તથા તેના દાર્શનિક પુરોગામીઓ, જર્મન ક્લાસિકલ તત્ત્વજ્ઞાનના જાણીતા પ્રતિનિધિઓ હેગેલ અને ફાયરબાખ તરફથી પ્રતિનિધિત્વ પામેલા પુરોગામીઓ, વચ્ચેના સંબંધને પ્રકાશમાં આણવામાં આવ્યો છે.

એંગેલ્સે તત્ત્વજ્ઞાનના પૂરા ઇતિહાસ દરમિયાન તેના તાત્ત્વિક લક્ષણને પ્રદર્શિત કર્યું છે: બે છાવણીઓ—ભૌતિકવાદ અને આદર્શવાદ—વચ્ચેનો સંઘર્ષ. પહેલી જ વાર એંગેલ્સે તેમાં તત્ત્વજ્ઞાનના મૂળભૂત સવાલનું—ચિંતન અને હસ્તી વચ્ચેના, ભાવના અને પ્રકૃતિ વચ્ચેના, સંબંધનું—ક્લાસિકલ નિરૂપણ કર્યું છે. તત્ત્વજ્ઞાની તત્ત્વજ્ઞાનના મૂળભૂત સવાલના સંબંધમાં જેવું વલણ અપનાવે તેના આધારે નિર્ધારિત થાય કે તે કઈ દાર્શનિક છાવણીમાં સામેલ છે.

એંગેલ્સે ભારપૂર્વક જણાવ્યું છે કે મધ્યવર્તી તત્ત્વજ્ઞાનનું (દ્વૈતવાદ અથવા અજ્ઞેયવાદ) સર્જન કરીને ભૌતિકવાદ અને આદર્શવાદનો સુમેળ સાધવાના પ્રયત્નો નકામા છે. એંગેલ્સે અજ્ઞેયવાદનાં બધાં લક્ષણોને આવરી લઈને તેનું ખંડન કર્યું છે, અને નિર્દેશ કર્યો છે કે "તેનું તેમ જ બીજા બધા દાર્શનિક તરંગોનું ખંડન અમલમાં, એટલે કે પ્રયોગ તથા ઉદ્યમમાં, સમાયેલું છે."

માર્ક્સે દ્વંદ્વાત્મક ભૌતિકવાદના નિરૂપણ થકી તત્ત્વજ્ઞાનમાં આણેલી ક્રાંતિના સારતત્ત્વને એંગેલ્સે પ્રકાશમાં આણ્યું છે. માનવ સમાજમાં કાર્યરત વિકાસના સામાન્ય નિયમોનું નિરૂપણ કરતા ઐતિહાસિક ભૌતિકવાદનું તેમણે સર્વાંગી

પૃથક્કરણ કર્યું છે. એંગેલ્સે નોંધ લીધી છે કે આર્થિક સંબંધો ઐતિહાસિક પ્રક્રિયાને અને રાજકીય પદ્ધતિના સ્વરૂપને અને સામાજિક ચેતનાનાં તમામ રૂપો તથા પ્રકારોને નિર્ધારિત કરતા હોય છે, તેમાં ધર્મ તથા તત્ત્વજ્ઞાન પણ સામેલ હોય છે. પરંતુ તેમણે સાથોસાથ વૈચારિક અધિરચનાઓની સક્રિય ભૂમિકાનો, સ્વતંત્ર રીતે વિકાસ પામવાની તેમ જ આર્થિક આધાર ઉપર પારસ્પરિક અસર પાડવાની તેમની શક્તિનો, ઉલ્લેખ પણ ભારપૂર્વક કર્યો છે. વર્ગો અને પાર્ટીઓના સંઘર્ષને પ્રતિબિંબિત કરતાં દાર્શનિક વહેણો વચ્ચેના સંઘર્ષની ઐતિહાસિક પૃષ્ઠભૂમિમાં તત્ત્વજ્ઞાનના પક્ષપાતી સિદ્ધાંતને પ્રમાણિત કરવાની બાબતમાં ઘણો યશ એંગેલ્સને ફાળે જાય છે. એંગેલ્સની એ કૃતિમાં સર્વહારા વર્ગીય પ્રતિબદ્ધતાનો અને સિદ્ધાંતનિષ્ઠ દાર્શનિક ચિંતનનો નમૂનો અંકિત છે.—પૃ. ૭

[2] અહીંયાં નિર્દેશ «*The German Ideology*» તરફ છે. તેની રચના માર્ક્સ અને એંગેલ્સે ૧૮૪૫-૪૬ દરમિયાન કરી હતી.—પૃ. ૭

[3] **ઝંઝાવાત અને તણાવ** (Sturm und Drang) અઢારમી સદીના આઠમા અને નવમા દાયકામાં જર્મનીમાં સાહિત્યિક અને સામાજિક આંદોલન. એ આંદોલન યુવાન જર્મન લેખકોએ સામંતી આપખુદશાહીની પદ્ધતિના વિરોધમાં શરૂ કર્યું હતું.—પૃ. ૮

[4] «*Die Neue Zeit*» ('નવયુગ'): જર્મન સામાજિક-લોકશાહીવાદી આંદોલનનું સૈદ્ધાંતિક સામયિક, ૧૮૮૩થી ૧૯૨૩ દરમિયાન સ્ટુટગાર્ટમાં પ્રકાશિત. તેમાં ૧૮૮૫થી ૧૮૯૪ દરમિયાન એંગેલ્સના કેટલાક લેખો પ્રગટ થયા હતા.—પૃ. ૮

[5] **બાસ્ટીલ**—ચૌદમી સદીમાં બંધાયેલો પૅરિસનો એક કિલ્લો, પંદરમી સદીમાં કારાવાસ. મહાન ફ્રેંચ ક્રાંતિ પછી એ કિલ્લાને તોડી નાખવામાં આવ્યો હતો.—પૃ. ૯

[6] ૧૮૩૩-૩૪ દરમિયાન હેનરિખ હાઇનેએ પોતાની કૃતિઓ «*Die romantische Schule*» (રંગદર્શી શૈલી) તથા «*Zur Geschichte der Religion und Philosophie in Deutschland*» (જર્મનીમાં ધર્મ અને તત્ત્વજ્ઞાનનો

ઈતિહાસ) પ્રગટ કરી હતી. તેમાં તેણે એવો વિચાર રજૂ કર્યો હતો કે જર્મન દાર્શનિક ક્રાંતિમાં, હેગેલનું તત્ત્વજ્ઞાન જેના સમાપનના તબક્કાના સ્થાને હતું એ ક્રાંતિમાં, જર્મનીની આગામી લોકશાહીવાદી ક્રાંતિનો પૂર્વરંગ અંકિત હતો.—પૃ. ૧૦

[7] જુઓ હેગેલની કૃતિ 'અધિકારનું તત્ત્વજ્ઞાન, પ્રસ્તાવના.'—પૃ. ૧૦

[8] **ઝ્યૂસ**—ગ્રીક પુરાણકથાઓનો સર્વોપરી દેવ, માનવીઓ અને દેવોનો અધિપતિ. તેનું સ્થાન ઓલિમ્પ પર્વતમાં (પવિત્ર પર્વતમાં) હતું. તેના ઉપરથી તેનું નામ ઓલિમ્પનો ઝ્યૂસ પડયું હતું.—પૃ. ૧૪

[9] **ધર્માત્મવાદ** (*Pietism*) (લૅટિન શબ્દ *pietas* એટલે અનુકંપા ઉપરથી)—સત્તરમી સદીના અંતમાં અને અઢારમી સદીના પૂર્વાર્ધમાં પશ્ચિમ યુરોપી પ્રોટેસ્ટંટોની અંદર ધાર્મિક અને રહસ્યવાદી સુધારકોના આંદોલનને આપવામાં આવેલું નામ. એ આંદોલને બાહ્ય ધર્મક્રિયાને નકારીને ધર્મને વધારે ગહન બનાવવાની હાકલ કરી હતી.—પૃ. ૧૬

[10] *«Deutsche Jahrbücher für Wissenschaft und Kunst»* (વિજ્ઞાન અને કલાના જર્મન વર્ષગ્રંથો)—યુવાન હેગેલપંથીઓનું સાહિત્યિક અને દાર્શનિક સામયિક, ૧૮૪૧ના જુલાઈથી લાઈપઝીગમાં પ્રકાશિત.—પૃ. ૧૬

[11] *«Rheinische Zeitung für Politik, Handel und Gewerbe»* ('રાજકારણ, વ્યાપાર, અને ઉદ્યોગના સવાલો સંબંધી રાઈનિશે પત્રિકા')—૧૮૪૨ના જાન્યુઆરીની પહેલી તારીખથી ૧૮૪૩ના માર્ચની ૩૧મી તારીખ સુધી કોલોનમાં પ્રકાશિત દૈનિક. માર્ક્સ ૧૮૪૨ના એપ્રિલથી એ અખબારમાં લેખો લખતા રહ્યા હતા અને એ જ વર્ષના ઑકટોબરમાં તેના એક સંપાદક બન્યા હતા.—પૃ. ૧૭

[12] **અરાજકતાવાદ**—નિમ્ન-મૂડીવાદી વહેણ. એ વહેણના પ્રતિનિધિઓ કોઈ પણ જાતના રાજ્યની વિરુદ્ધ હતા. તેમાં કામદાર વર્ગના વર્ગ સંઘર્ષ, સર્વહારા વર્ગની સરમુખત્યારી તથા રાજકીય પાર્ટીઓને નકારવામાં આવ્યાં હતાં.—પૃ. ૧૭

[13] એંગેલ્સનો નિર્દેશ મેક્સ શ્ટીર્નેરની કૃતિ «*Der Einzige und sein Eingenthum*» તરફ છે. તેનું પ્રકાશન ૧૮૪૫માં લાઈપઝિગમાં થયું હતું. — પૃ. ૧૭

[14] ફાયરબાખની કૃતિ «*Das Wesen des Christenthums*» ('ખ્રિસ્તી ધર્મનું સારતત્ત્વ') ૧૮૪૧માં લાઈપઝિગમાં પ્રગટ થઈ હતી. — પૃ. ૧૭

[15] અહીંયાં નિર્દેશ જર્મન અથવા "સાચા સમાજવાદ" તરીકે ઓળખાતા પ્રત્યાઘાતી વહેણ તરફ છે. એ વહેણ જર્મનીમાં ગત સદીના પાંચમા દાયકામાં મુખ્યત્વે નિમ્ન-મૂડીવાદી બુદ્ધિજીવીઓમાં વ્યાપક રૂપે ફેલાઈ ગયું હતું. માર્ક્સ અને એંગેલ્સે એ વહેણની છણાવટ 'કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું'માં કરી છે. (જુઓ આ સંગ્રહનો ખંડ ૧, પૃષ્ઠ ૧૨૮-૨૪૭.) — પૃ. ૧૮

[16] **મધ્યયુગનો પાંડિત્યવાદ** — મધ્યયુગમાં વર્ચસ્વી બની રહેલા ધાર્મિક તત્ત્વજ્ઞાનનો સમર્થક. પાંડિત્યવાદ અત્યંત અમૂર્ત હતો, વાસ્તવિકતાથી તદ્દન અળગો હતો. તેમાં જાતજાતના તાર્કિક પલટાઓ વડે ખ્રિસ્તી ચર્ચના મતાગ્રહોના પ્રાતિપાદનના પ્રયાસો કરવામાં આવ્યા હતા. — પૃ. ૨૦

[17] અહીંયાં નિર્દેશિત ગ્રહ નેપ્ચ્યુન છે. તેની શોધ ૧૮૪૬માં જર્મન ખગોળવિજ્ઞાની યોહાન ગાલ્લેએ કરી હતી. — પૃ. ૨૨

[18] **અજ્ઞેયવાદ** — ગ્રીક શબ્દો "a" એટલે નકાર અને "gnosis" એટલે જ્ઞાન ઉપરથી. જગત અજ્ઞેય છે, માનવીય બુદ્ધિપ્રભા મર્યાદિત છે અને માનવીય સંવેદનોની પાર પહોંચી શકે નહિ, એવા મતનો આદર્શવાદી સિદ્ધાંત. અજ્ઞેયવાદ વિવિધ રૂપોમાં વ્યક્ત થાય છે: કેટલાક લોકો કબૂલ કરે છે કે જગત વસ્તુગત રીતે અસ્તિત્વ ધરાવે છે, પરંતુ તેની અનુભૂતિની શક્યતાનો ઈનકાર કરે છે; અને કેટલાક લોકો ભૌતિક જગતના અસ્તિત્વનો એવા આધારે ઈનકાર કરે છે કે માનવીની પરખની બહાર કશું અસ્તિત્વ ધરાવે છે યા નહિ તે માનવી જાણી ન શકે. — પૃ. ૨૨

[19] **સર્વેશ્વરવાદ** — પ્રકૃતિ અને ઈશ્વરને એકરૂપ ગણતો ધાર્મિક-દાર્શનિક મત. — પૃ. ૨૩

[20] અહીંયાં અઢારમી સદીનો ઉલ્લેખ છે. — પૃ. ૨૫

[21] અઢારમી સદીમાં રસાયણવિજ્ઞાનમાં પ્રચલિત વિચારો મુજબ, ફ્લોજિસ્ટીન વિશે એવી માન્યતા હતી કે તે દાહ્ય પદાર્થોમાં અસ્તિત્વમાન ધારી લેવામાં આવતા જ્વલનશીલ સિદ્ધાંતના સ્થાને છે. નામાંકિત ફ્રેંચ રસાયણવિજ્ઞાની લાવુઆઝિયેએ એવા ખ્યાલની અપ્રમાણ્યતા પ્રદર્શિત કરી દીધી. તેણે દહનની પ્રક્રિયાનો સાચો ખુલાસો પ્રાણવાયુ સાથે દાહ્ય પદાર્થોના રાસાયણિક સમન્વય તરીકે આપ્યો.—પૃ. ૨૫

[22] અહીંયાં નિર્દેશ કાંટની કૃતિ «*Allgemeine Naturgeschichte und Theorie des Himmels*» (આકાશનો સામાન્ય પ્રાકૃતિક ઇતિહાસ અને સિદ્ધાંત) એ કૃતિ ૧૭૫૫માં લેખકના નામ વગર પ્રકાશિત થઈ હતી. તેમાં કાંટે વિશ્વની ઉત્પત્તિ અંગે પોતાની પરિકલ્પના રજૂ કરી હતી. એ પરિકલ્પના મુજબ સૂર્યમંડળનો ઉદ્‌ભવ આદ્ય નિહારિકાઓમાંથી થયો હતો.—પૃ. ૨૫

[23] **તટસ્થેશ્વરવાદ**—ધાર્મિક દાર્શનિક મત. તેમાં ઈશ્વરને વિશ્વના નિર્વૈયક્તિક પરંતુ તર્કસંગત મૂળ કારણ તરીકે માન્ય કરવામાં આવે છે અને પ્રકૃતિમાં તથા માનવ જીવનમાં તેની દખલગીરીને નકારવામાં આવે છે. —પૃ. ૨૯

[24] **સાદોવાનો સ્કૂલમાસ્તર**—સાદોવા ખાતે પ્રશિયનોના વિજય પછી જર્મન મૂડીવાદી સમીક્ષકોએ વપરાશમાં ચાલુ કરેલા શબ્દો. તેમાં એવો અર્થ સૂચિત હતો કે પ્રશિયન વિજયમાં પ્રશિયાની ચડિયાતી સાર્વજનિક શિક્ષણ પદ્ધતિ કારણભૂત હતી.—પૃ. ૩૭

[25] **રાદામાન્થૂસ** (ગ્રીક પુરાણકથા)—શાણો અને ઇનસાફી ન્યાયાધીશ.—પૃ. ૩૮

[26] અહીંયાં નિર્દેશ જર્મનીમાં ૧૮૪૮-૧૮૪૯ની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ તરફ છે.—પૃ. ૩૯

[27] નેપોલિયનના સામ્રાજ્યના આખરી ખાતમા પછી એક તરફ ઇંગ્લૅંડ, ઑસ્ટ્રિયા, પ્રશિયા, તથા રશિયા અને બીજી તરફ ફ્રાંસ વચ્ચે ૧૮૧૫ના નવેંબરની ૨૦મી તારીખે કરવામાં આવેલી પૅરિસની શાંતિ સંધિ.—પૃ. ૪૯

[28] ૧૮૧૪—૧૮૩૦નો પુનઃસ્થાપના ગાળો—ફ્રાંસમાં બૂર્બોન રાજવંશના ફરી વાર શાસનનો સમય. સામંતો અને પાદરીઓનાં હિતોનું સમર્થન કરનારા

બૂર્બોન રાજવંશના પ્રત્યાઘાતી શાસનને ૧૮૩૦માં જુલાઈની ક્રાંતિના પરિણામે ઉથલાવી પાડવામાં આવ્યું. — પૃ. ૪૯

[29] અહીંયાં અને પછીના નિર્દેશોમાં દીવાની કાનૂન સંહિતા (નેપોલિયન કાનૂન સંહિતા — Code civil) શબ્દોમાં એંગેલ્સનું અર્થસૂચન નેપોલિયન બોનાપાર્તના શાસનમાં ૧૮૦૪-૧૦ના ગાળામાં અમલી બનાવવામાં આવેલી પાંચ કાનૂન સંહિતાઓમાં (દીવાની, દીવાની કારવાઈ, વ્યાપારી, ફોજદારી, અને ફોજદારી કારવાઈ) પ્રતિનિધિત્વ પામતી મૂડીવાદી કાનૂનની આખી પદ્ધતિ વિશે છે. એ સંહિતાઓ નેપોલિયનપંથી ફ્રાંસે કબજે કરી લીધેલા જર્મનીના પશ્ચિમ તથા દક્ષિણ-પશ્ચિમ ભાગોમાં દાખલ કરવામાં આવી હતી, અને રાઈન પ્રાંત ૧૮૧૫માં પ્રશિયાને સુપરત કરી દેવામાં આવ્યો ત્યાર પછી પણ ત્યાં ચાલુ રહી હતી. — પૃ. ૫૨

[30] **પુનર્જાગૃતિ** — પશ્ચિમ તથા મધ્ય યુરોપના કેટલાક દેશોમાં મૂડીવાદી સંબંધોના ઉદ્‌ભવના પરિણામે થયેલા સાંસ્કૃતિક તથા સૈદ્ધાંતિક વિકાસનો યુગ. એ યુગ પંદરમી સદીના ઉત્તરાર્ધથી સોળમી સદી સુધી ચાલુ રહ્યો. તેમાં સાહિત્ય, કલા, અને વિજ્ઞાનનો સર્વસામાન્ય વેગીલો વિકાસ થયો અને ગ્રીસ તથા રોમની ક્લાસિકલ સંસ્કૃતિના ઊંડા અભ્યાસની પ્રવૃત્તિ ફરી શરૂ થઈ. — પૃ. ૫૪

[31] સ્ટોઇકો — પુરાણા ગ્રીસમાં ઈસૂ પૂર્વેની ચોથી સદીમાં ઉદય પામેલા તત્ત્વજ્ઞાનીય વહેણના પ્રતિનિધિઓ. સ્ટોઇકો ભૌતિકવાદ અને આદર્શવાદ વચ્ચે ઢચુપચુ હતા. તેમણે નસીબને વશ થઈ જવાની વૃત્તિ અને અનિષ્ટો વિરુદ્ધ સંઘર્ષ ન લડવાનો પ્રચાર કર્યો હતો. — પૃ. ૫૫

[32] **નિકાયેઆ પરિષદ** — રોમન સામ્રાજ્યના ખ્રિસ્તી બિશપોની પ્રથમ સર્વસામાન્ય પરિષદ. તેનું આયોજન સમ્રાટ કોન્સ્ટાંટીન પહેલાએ નિકાયેઆ શહેરમાં (એશિયા માઇનોર) ૩૨૫માં કર્યું હતું. પરિષદમાં ખાસ મત અપનાવવામાં આવ્યો હતો. તમામ ખ્રિસ્તીઓ માટે તેને સ્વીકારી લેવાનું ફરજિયાત હતું. — પૃ. ૫૫

[33] **આલ્બીગેન્સેઓ** (નામ આલ્બી શહેર ઉપરથી તારવવામાં આવેલું છે) — ૧૨મી અને ૧૩મી સદીઓ દરમિયાન દક્ષિણ ફ્રાંસ અને ઉત્તર ઇટાલીના શહેરોમાં સક્રિય ધાર્મિક સંપ્રદાય. તેણે ભપકાદાર કૅથોલિક ધર્મવિધિઓ તથા

ધર્મસંસ્થાના સોપાનતંત્ર સામે આંદોલન ચલાવ્યું હતું, અને સામંતશાહીની સામે શહેરી વ્યાપારીઓ તથા કારીગરોના વિરોધને ધાર્મિક રૂપ આપ્યું હતું.— પૃ. ૫૫

[34] ૧૪૭૭ અને ૧૫૫૫ દરમિયાન હોલૅંડ પવિત્ર રોમન સામ્રાજ્યમાં સામેલ હતું. સામ્રાજ્યનું વિઘટન થઈ ગયું ત્યાર પછી એ દેશને સ્પેને પોતાના પ્રદેશમાં જોડી દીધો હતો. ૧૬મી સદીની મૂડીવાદી ક્રાંતિના અંતના સમયે હોલૅંડ સ્પેનના શાસનથી મુક્તિ હાંસલ કરી લઈને સ્વતંત્ર મૂડીવાદી પ્રજાસત્તાક બની ગયું.—પૃ. ૫૬

[35] **"ગૌરવમય ક્રાંતિ"**—અંગ્રેજ મૂડીવાદી ઇતિહાસશાસ્ત્રમાં ૧૬૮૮ના રાજપલટાનું નામ. એ રાજપલટાના પરિણામે સ્ટુઅર્ટ વંશને પદભ્રષ્ટ કરી નાખવામાં આવ્યો હતો અને ઑરેંજના વિલિયમને ગાદીએ બેસાડીને બંધારણીય રાજાશાહી સ્થાપવામાં આવી હતી (૧૬૮૯).—પૃ. ૫૬

[36] ૧૬૮૫માં, હુગુએનોટ લોકોની (પ્રોટેસ્ટંટ કાલવિનપંથીઓની) રાજકીય અને ધાર્મિક કનડગતના, સત્તરમી સદીના ત્રીજા દાયકામાં શરૂ થયેલી કનડગતના, સંજોગોમાં લુઈ ૧૪માએ, ૧૫૯૮માં અમલી બનેલા નાન્તેસ આદેશને રદબાતલ કરી નાખ્યો. એ આદેશમાં હુગુએનોટ લોકોને ધાર્મિક માન્યતા અને અમલની આઝાદી આપવામાં આવી હતી. આદેશને રદબાતલ કરવામાં આવ્યો ત્યાર પછી કેટલાય લાખ હુગુએનોટ લોકો ફ્રાંસ છોડીને જતા રહ્યા. —પૃ. ૫૭

[37] ૧૮૭૦-૭૧ના ફ્રેંચ-પ્રશિયન યુદ્ધમાં પ્રશિયાની જીતના પરિણામે જર્મન સામ્રાજ્ય અસ્તિત્વમાં આવ્યું હતું. તેમાં ઑસ્ટ્રિયા સામેલ નહોતું, એટલે તેને 'લઘુ જર્મન સામ્રાજ્ય' નામ આપવામાં આવ્યું હતું.—પૃ. ૫૮

[38] એંગેલ્સની 'ફ્રાંસ અને જર્મનીમાં કિસાનોનો સવાલ' નામે કૃતિ ખેતીવાડીના સંબંધમાં મહત્ત્વની માર્ક્સવાદી રચના છે. ફોલમાર અને બીજા તકવાદીઓએ, ૧૮૯૪માં જર્મન સામાજિક-લોકશાહીવાદીઓની ફ્રેંકફોર્ટ કૉંગ્રેસમાં ખેતીવાડી સંબંધી કાર્યક્રમના ખરડાની ચર્ચાઓ દરમિયાન, ધનવાન કિસાનો વગેરેના સમાજવાદી રૂપાંતર વિશેનો માર્ક્સવાદ-વિરોધી સિદ્ધાંત ઘુસાડી દેવાનો પ્રયત્ન કર્યો હતો. એ પ્રયત્ન આ કૃતિ લખવાનું તાત્કાલિક કારણ બની રહ્યો હતો.

ફ્રેંચ સમાજવાદીઓએ કરેલી ભૂલોને સુધારવાની એંગેલ્સની જહેમતો પણ તેના લેખનમાં કારણભૂત હતી. ફ્રેંચ સમાજવાદીઓ માર્ક્સવાદથી આડા ફંટાઈ ગયા હતા અને તેમણે ૧૮૯૨માં માર્સેઈમાં અપનાવેલા તથા ૧૮૯૪માં નાન્તેસમાં સુધારેલા ખેતીવાડી કાર્યક્રમમાં તકવાદીઓને છૂટછાટ આપી હતી.

એંગેલ્સે તેમાં, એ ઉપરાંત, કિસાનોનાં વિવિધ જૂથોના સંબંધમાં સર્વહારા વર્ગીય નીતિના ક્રાંતિકારી સિદ્ધાંતોનું સ્પષ્ટ વિવરણ કર્યું છે તથા કામદાર વર્ગ અને મહેનતકશ કિસાનપ્રજા વચ્ચે એકસંપીનો વિચાર રજૂ કર્યો છે. — પૃ. ૬૦

[39] અહીંયાં નિર્દેશ નેપોલિયન ત્રીજાના સંચાલનના ગાળા તરફ છે. ૧૮૫૨ના ડિસેંબરની ૨ તારીખથી ૧૮૭૦ના સપ્ટેંબરની ૪ તારીખ સુધી. — પૃ. ૬૧

[40] **માર્સેઈ કૉંગ્રેસ** — ૧૮૯૨ના સપ્ટેંબરની ૨૪ તારીખથી ૨૮ તારીખ સુધી માર્સેઈમાં ફ્રેંચ કામદાર પાર્ટીની દસમી કૉંગ્રેસ ભરવામાં આવી હતી. કૉંગ્રેસમાં ચર્ચાયેલા સવાલોમાં પાર્ટીની સ્થિતિ અને કામગીરી, પહેલી મેનો ઉત્સવ, ૧૮૯૩ની ઝુરીચ ખાતેની આંતરરાષ્ટ્રીય કૉંગ્રેસમાં સામેલગીરી, આગામી સંસદ ચૂંટણીઓમાં સામેલગીરી, વગેરે બાબતો સામેલ હતી. કિસાનોની મદદનો સવાલ ખાસ મહત્ત્વપૂર્ણ હતો. કૉંગ્રેસે ખેતી સંબંધી કાર્યક્રમ અપનાવ્યો હતો. — પૃ. ૬૫

[41] *«Sozialdemokrat»* — જર્મનીની સામાજિક-લોકશાહીવાદી પાર્ટીનું સાપ્તાહિક, ૧૮૯૪-૯૫ દરમિયાન બર્લિનમાં પ્રકાશિત.

એંગેલ્સે પૉલ લાફાર્ગના 'કિસાન મિલકત અને આર્થિક પ્રગતિ' નામે જે અહેવાલનો ઉલ્લેખ કર્યો છે તે ૧૮૯૪ના ઑક્ટોબરની ૧૮મી તારીખે એ અખબારની પુરવણીમાં પ્રગટ થયો હતો. — પૃ. ૮૧

[42] એંગેલ્સે અહીંયાં મધ્યયુગીન જર્મન રાષ્ટ્રના પવિત્ર રોમન સામ્રાજ્યના નામનો સંકેત કરીને ભારપૂર્વક નિર્દેશ કર્યો છે કે જર્મનીનું એકીકરણ, એટલે ફ્રાંસની ઉપર વિજયના પરિણામે ૧૮૭૧માં જર્મન સામ્રાજ્યની સ્થાપના, પ્રશિયાના વર્ચસ્વમાં સાધવામાં આવેલું હતું અને તેની સાથે સાથે બધાં જર્મન રાજ્યોનું પ્રશિયાકરણ થયું હતું. — પૃ. ૮૪

[43] માર્ક્સની **ફ્રાંસમાં વર્ગસંઘર્ષો — ૧૮૪૮થી ૧૮૫૦** નામે કૃતિની એંગેલ્સની

**પ્રસ્તાવના** ૧૮૯૫માં બર્લિનમાં એ કૃતિના અલગ પ્રકાશન માટે લખવામાં આવી હતી. માર્ક્સની કૃતિમાં ૧૮૪૮-૪૯ની ક્રાંતિનું પૃથક્કરણ અને તેના બોધપાઠોનું નિરૂપણ કરવામાં આવ્યું હતું. એંગેલ્સે તેનું પારાવાર મહત્ત્વ પ્રદર્શિત કરીને, 'પ્રસ્તાવના'ના મોટા ભાગમાં મુખ્યત્વે જર્મનીના સર્વહારા વર્ગના વર્ગસંઘર્ષમાંથી તારવવામાં આવેલા અનુભવનું સંયોજન કર્યું છે. સર્વહારા વર્ગને સમાજવાદી ક્રાંતિ કાજે તૈયાર કરવા માટે બધી કાનૂની રીતોનો ક્રાંતિકારી ઉપયોગ કરવાની, સમાજવાદી ક્રાંતિ માટેના સંઘર્ષની સાથે લોકશાહી માટેના સંઘર્ષનો સમન્વય કુશળતાથી સાધવાની, અને બીજા કર્તવ્યને પહેલા કર્તવ્યની આધીનતામાં રાખવાની, આવશ્યકતાનો ઉલ્લેખ ભારપૂર્વક કર્યો છે. વાસ્તવિક ઐતિહાસિક સંજોગોને બંધબેસે એવી રીતો કાર્યનીતિમાં અને એવાં રૂપો સંઘર્ષમાં અપનાવવા અંગેના, અને ક્રાંતિકારી સંઘર્ષમાં સર્વહારા વર્ગ જેને પસંદ કરે છે એ શાંતિમય રૂપોના સ્થાને, પ્રત્યાઘાતી વર્ગો જોરજુલમ અજમાવે ત્યારે, અશાંતિનાં રૂપો અપનાવવાની આવશ્યકતા અંગેના, મૂળભૂત માર્ક્સવાદી સિદ્ધાંતો એંગેલ્સે 'પ્રસ્તાવના'માં ફરી પ્રદર્શિત કર્યા છે.

'પ્રસ્તાવના' પ્રગટ થઈ તે પહેલાં જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની કારોબારીએ એંગેલ્સને આગ્રહપૂર્વક વિનંતિ કરી હતી કે કૃતિની "અતિ-ક્રાંતિકારી" ભાવનાનો સૂર થોડોક હળવો કરી નાખે, જેથી તે વધારે ઠરેલ લાગે. એંગેલ્સે પાર્ટીના ડગમગતા ધોરણની, અને "માત્ર કાયદેસરતાના માળખાની અંદર જ કદમ ઉઠાવવાના" તેના પ્રયાસોની, વેધક ટીકા કરી હતી. પરંતુ કારોબારીના દબાણને લીધે એંગેલ્સને મુદ્રણની કક્ષાએ કેટલાક ફકરાઓ કાઢી નાખવા પડયા હતા અને કેટલાંક નિરૂપણો બદલાવવાં પડયાં હતાં.

પરંતુ સામાજિક-લોકશાહીવાદના કેટલાક આગેવાનોએ, એ સંક્ષિપ્ત 'પ્રસ્તાવના'ના આધારે, એંગેલ્સને કામદાર વર્ગ તરફથી માત્ર શાંતિમય રીતે જ, ગમે એવા સંજોગોમાં શાંતિમય રીતે જ, સત્તા ધારણ કરવાના ધોરણના હિમાયતી તરીકે, "ગમે એમ થાય તોપણ કાયદેસરતા"ના પૂજક તરીકે, પેશ કરવાનો પ્રયત્ન કર્યો. ખીજે ભરાઈ ગયેલા એંગેલ્સે માગણી કરી કે તેમની 'પ્રસ્તાવના'ની પૂરી વાચના «*Neue Zeit*» અખબારમાં પ્રગટ કરવામાં આવે. પરંતુ તેમાં પ્રગટ કરવામાં આવેલી વાચના લેખકને ઉપરોક્ત અલગ આવૃત્તિ માટે કરવી પડેલી કાપકૂપ પછીની જ વાચના હતી. તેમ છતાં, એ સંક્ષિપ્ત 'પ્રસ્તાવના'માં પણ તેનું ક્રાંતિકારી સ્વરૂપ જળવાઈ રહ્યું છે.— પૃ. ૮૬

[44] **કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું** — વૈજ્ઞાનિક સામ્યવાદનો પ્રથમ કાર્યક્રમ દસ્તાવેજ. તેમાં માર્ક્સ અને એંગેલ્સના મહાન સિદ્ધાંતોનું પરિપૂર્ણ અને સુરચિત નિરૂપણ આપવામાં આવ્યું છે. તેની રચના માર્ક્સ અને એંગેલ્સે સામ્યવાદી સંઘના કાર્યક્રમ તરીકે કરી હતી. — પૃ. ૮૬

[45] *«Neue Rheinische Zeitung. Organ der Demokratie»* (નૂતન રાઈનિશ સમાચારપત્ર. લોકશાહીવાદનું મુખપત્ર) — કોલોનમાં ૧૮૪૮ના જૂનની પહેલી તારીખથી ૧૮૪૯ના મે માસની ૧૯મી તારીખ સુધી પ્રકાશિત દૈનિક. માર્ક્સ તેના મુખ્ય તંત્રી હતા અને એંગેલ્સ સંપાદક મંડળમાં સામેલ હતા. — પૃ. ૮૬

[46] *«Neue Rheinische Zeitung. Politisch-ökonomische Revue»* ('નૂતન રાઈનિશ પત્ર. રાજકીય-આર્થિક સમીક્ષા') — સામયિક, માર્ક્સ અને એંગેલ્સે સ્થાપેલી કોમ્યુનિસ્ટ લીગનું સૈદ્ધાંતિક મુખપત્ર. તે ૧૮૪૯ના ડિસેંબરથી ૧૮૫૦ના નવેંબર સુધી પ્રકાશિત થયું હતું, બધા મળીને છ અંક પ્રગટ થયા હતા. — પૃ. ૮૮

[47] **૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખ** — એ દિવસે બોનાપાર્ત અને તેના ટેકેદારોએ ફ્રાંસમાં પ્રતિક્રાંતિકારી સત્તાપલટો કર્યો હતો. — પૃ. ૮૮

[48] **બ્રુમેર** — ફ્રેંચ પ્રજાસત્તાકપંથી પંચાંગનો એક માસ.

**અઢારમી બ્રુમેર** (૧૭૯૯ના નવેંબરની નવમી તારીખ) — એ દિવસે કરવામાં આવેલા સત્તાપલટાના પરિણામે નેપોલિયન બોનાપાર્તની લશ્કરી સરમુખત્યારીની સ્થાપના થઈ. — પૃ. ૮૯

[49] અહીંયાં નિર્દેશ સરકારી આર્થિક સહાય તરફ છે. એંગેલ્સે વ્યંગમાં તેને હેમ્બુર્ગ નજીકની સાક્સેનવાલ્ડની (સેક્સોન વન) જાગીરનું નામ આપ્યું હતું. એ જાગીર સમ્રાટ વિલિયમ પહેલાએ બિસ્માર્કને બક્ષિસમાં આપી હતી. — પૃ. ૯૦

[50] **ફ્રેંચ વૈધતાવાદીઓ** — મોટા જમીનદાર ઉમરાવોનાં હિતોનું પ્રતિનિધિત્વ કરતા અને ૧૮૩૦માં ઉથલાવી પાડવામાં આવેલા બૂર્બોન રાજવંશના સમર્થકો. નાણાકીય અમીરશાહી તથા મોટા મૂડીદારોની ઉપર આધાર રાખતા ઓર્લિયન

રાજવંશની વિરુદ્ધ સંઘર્ષમાં તેમણે સામાજિક વાણીવિલાસનો આશરો લીધો અને મૂડીવાદી શોષણ સામે કામદાર જનતાનું રક્ષણ કરતા હોવાનો દાવો કર્યો.

**ઓર્લિયનપંથીઓ** — બૂર્બોન રાજવંશની ગૌણ શાખાના ઓર્લિયન પરિવારના હિમાયતીઓ. ૧૮૩૦ની જુલાઈ પુનઃસ્થાપનાના પરિણામે એ પરિવાર સત્તાસ્થાને આવી ગયો હતો. ૧૮૪૮ની ક્રાંતિના પરિણામે તેના શાસનને ઉથલાવી પાડવામાં આવ્યું હતું. ઓર્લિયનપંથીઓ નાણાની અમીરશાહી તથા મોટા મૂડીદાર વર્ગનાં હિતોની સેવા બજાવતા હતા. — પૃ. ૯૪

[51] ફ્રાંસે નેપોલિયન ત્રીજાના શાસન દરમિયાન ક્રીમિયન યુદ્ધમાં ભાગ લીધો હતો (૧૮૫૪-૫૫), ઇટાલીના કારણે ઑસ્ટ્રિયા સામે યુદ્ધ લડ્યું હતું (૧૮૫૯), ચીન સામેનાં યુદ્ધોમાં બ્રિટનની જોડાજોડ ભાગ લીધો હતો (૧૮૫૬-૫૮ અને ૧૮૬૦), ઇન્ડો-ચાઈનાની ફતેહ શરૂ કરી હતી (૧૮૬૦-૬૧), સીરિયા ઉપર (૧૮૬૦-૬૧) તથા મેક્સીકો ઉપર (૧૮૬૨-૬૭) ચડાઈ કરી હતી, અને છેલ્લે ૧૮૭૦-૭૧ દરમિયાન પ્રશિયા સામે યુદ્ધ લડ્યું હતું. — પૃ. ૯૪

[52] એંગેલ્સે ટાંકેલા શબ્દોમાં બોનાપાર્તપંથી બીજા સામ્રાજ્યનાં (૧૮૫૨-૭૦) શાસક વર્તુળોની વિદેશનીતિના સિદ્ધાંતોમાંનો એક વ્યક્ત થયો છે. મોટી સત્તાઓનાં શાસક વર્તુળોએ, એ કહેવાતા રાષ્ટ્રીયતાના સિદ્ધાંતનો ઉપયોગ, પરદેશોમાં તેમની ફતેહો તથા સાહસોની યોજનાઓને વૈચારિક પડદામાં ઢાંકી રાખવા માટે, બહોળા પાયા ઉપર કર્યો હતો. તે રાષ્ટ્રીય આત્મનિર્ણયના અધિકારની સ્વીકૃતિ સાથે કશું સામ્ય નહોતો ધરાવતો, અને તેનો ઉપયોગ રાષ્ટ્રીય ધિક્કાર ઉશ્કેરવા માટે, તેમ જ રાષ્ટ્રીય આંદોલનોને, ખાસ કરીને ગૌણ પ્રજાઓનાં રાષ્ટ્રીય આંદોલનોને, હરીફ સત્તાઓની પ્રતિક્રાંતિકારી નીતિઓના સાધનમાં પલટાવી નાખવા માટે, કરવામાં આવ્યો હતો. — પૃ. ૯૫

[53] ૧૮૧૫ના જૂનની ૮મી તારીખે વિયેના કૉંગ્રેસમાં સ્થાપવામાં આવેલો મહાસમવાય સામંતી-આપખુદશાહીવાદી જર્મન રાજ્યોનો સંઘ હતો. તે જર્મનીમાં રાજકીય અને આર્થિક વિખવાદને લંબાવવામાં મદદગાર બન્યો હતો. — પૃ. ૯૫

[54] **આંતરરાષ્ટ્રીય કામદાર મંડળ** (પ્રથમ ઇન્ટરનેશનલ) — સર્વહારા વર્ગનું પ્રથમ

આંતરરાષ્ટ્રીય સંગઠન. માર્ક્સ અને એંગેલ્સ તેના માર્ગદર્શકો હતા (૧૮૬૪-૭૬).—પૃ. ૯૫

[55] **૧૮૭૧નું પૅરિસ કોમ્યુન**—૧૮૭૧ના માર્ચની ૧૮મી તારીખથી મે માસની ૨૮મી તારીખ સુધી અસ્તિત્વમાં રહેલી કામદાર વર્ગની ક્રાંતિકારી સરકાર. બહોળા અર્થમાં પૅરિસ કોમ્યુનને ૧૮૭૧ના માર્ચની ૧૮મી તારીખની સર્વહારા વર્ગીય ક્રાંતિ અને ત્યાર પછી સર્વહારા વર્ગની સરમુખત્યારીનો ગાળો અંકિત કરતી ઘટના ગણવામાં આવે છે. માર્ક્સની 'ફ્રાંસમાં આંતરવિગ્રહ' નામે કૃતિમાં પૅરિસ કોમ્યુનના ઇતિહાસની છણાવટ કરવામાં આવી છે અને તેનું સારતત્ત્વ પ્રકાશમાં આણવામાં આવ્યું છે. (આ સંગ્રહનો ખંડ ૨)—પૃ. ૯૫

[56] **રાષ્ટ્રીય રક્ષક દળ**—હથિયારબંધ નાગરિક સ્વયંસેવક ટુકડી, તેમાં કમાંડરોની ચૂંટણી કરવામાં આવતી હતી. ફ્રાંસમાં તેની સ્થાપના પહેલી વાર ૧૭૮૯માં, મૂડીવાદી ક્રાંતિના આરંભમાં, થઈ હતી. ત્યાર પછી તે ૧૮૭૧ સુધી સમયાંતરે અસ્તિત્વમાં આવતું રહ્યું હતું. ૧૮૭૧ના ફેબ્રુઆરીમાં રચવામાં આવેલા રાષ્ટ્રીય રક્ષક દળની કેંદ્રીય સમિતિએ ૧૮૭૧ના માર્ચની ૧૮મી તારીખના સર્વહારા વિદ્રોહની આગેવાની કરી હતી. પૅરિસ કોમ્યુનને દબાવી દેવામાં આવ્યું ત્યાર પછી રાષ્ટ્રીય રક્ષક દળને વિખેરી નાખવામાં આવ્યું હતું.—પૃ. ૯૫

[57] ૧૮૭૧ના મે માસની ૧૦મી તારીખે ફ્રેંકફોર્ટ ઓન મેઈનેની શાંતિ સંધિ અનુસાર ફ્રાંસને ૫૦૦૦ ૦૦૦ ૦૦૦ ફ્રાંક જર્મનીને ચૂકવવા પડયા હતા.—પૃ. ૯૭

[58] **સમાજવાદીઓ-વિરોધી અસાધારણ કાનૂનની** રચના બિસ્માર્ક સરકારે ૧૮૭૮માં કરી હતી. એ કાનૂને બધી જ સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની તથા કામદાર વર્ગની સંસ્થાઓને તેમ જ કામદાર વર્ગનાં અખબારોને ગેરકાયદેસર જાહેર કરી દીધાં; સમાજવાદી સાહિત્ય જપ્ત કરી લેવામાં આવ્યું, અને સામાજિક-લોકશાહીવાદીઓને દમનનો ભોગ બનાવવામાં આવ્યા. વધતા જતા કામદાર વર્ગીય આંદોલનના દબાણના પરિણામે એ કાનૂનને ૧૮૯૦માં રદ કરવામાં આવ્યો.—પૃ. ૯૭

[59] બિસ્માર્કે ૧૮૬૬માં ઉત્તર-જર્મન રેઈખસ્ટાગની ચૂંટણીઓ માટે અને ૧૮૭૧માં સંયુક્ત જર્મન સામ્રાજ્યની રેઈખસ્ટાગની ચૂંટણીઓ માટે મતાધિકાર દાખલ કર્યો હતો.—પૃ. ૯૮

[60] એંગેલ્સે ફ્રેંચ કામદાર પાર્ટીના કાર્યક્રમનું આમુખ ટાંક્યું છે. ૧૮૮૦માં હાવ્રેમાં ભરવામાં આવેલી કૉંગ્રેસે અપનાવેલા એ કાર્યક્રમનું આમુખ માર્ક્સે લખ્યું હતું. — પૃ. ૯૮

[61] પૅરિસના લોકોએ **૧૮૭૦ના સપ્ટેંબરની ચોથી તારીખે**, સેદાન ખાતે ફ્રેંચ લશ્કરની હારની ખબર મળી ત્યારે, ક્રાંતિકારી દેખાવોનું આયોજન કર્યું હતું. એ દેખાવો બીજા સામ્રાજ્યના પતનમાં અને પ્રજાસત્તાકની સ્થાપનાની ઘોષણામાં પરિણમ્યા હતા.

**૧૮૭૦ના ઑકટોબરની ૩૧મી તારીખે** રાષ્ટ્રીય સંરક્ષણની સરકારે પ્રશિયનો સાથે વાટાઘાટો શરૂ કરવાનો નિર્ણય લીધો હોવાની ખબર પડતાં, પૅરિસના કામદારોએ તથા રાષ્ટ્રીય રક્ષક દળના ક્રાંતિકારી હિસ્સાઓએ વિદ્રોહ કર્યો. તેમણે નગર ભવન કબજે કરી લીધું અને ક્રાંતિકારી સરકારની, જાહેર સલામતી સમિતિની, રચના કરી. તેના અધ્યક્ષ તરીકે બ્લાંકીને નીમવામાં આવ્યો હતો. કામદારોના દબાણને લીધે રાષ્ટ્રીય સંરક્ષણની સરકારને રાજીનામું આપવાનું તથા કોમ્યુનની ચૂંટણી નવેંબરની પહેલી તારીખે કરવાનું વચન આપવું પડયું. પરંતુ પૅરિસનાં ક્રાંતિકારી પરિબળો પૂરતા પ્રમાણમાં સુસંગઠિત નહોતાં અને વિદ્રોહના આગેવાનોની અંદર, બ્લાંકીના અનુયાયીઓ અને નિમ્ન-મૂડીવાદી જેકોબિન લોકશાહીવાદીઓની અંદર, મતભેદો હતા. સરકારે એવા સંજોગોનો ફાયદો ઉઠાવ્યો અને રાષ્ટ્રીય રક્ષક દળની કેટલીક વફાદાર બટેલિયનોની મદદના આધારે નગર ભવન પાછું કબજે કરી લીધું તથા પોતાની સત્તા ફરી સ્થાપી દીધી. — પૃ. ૧૦૩

[62] **વાગ્રામની લડાઈ** ૧૮૦૯ના જુલાઈની ૫-૬ તારીખોએ થઈ હતી. નેપોલિયન બોનાપાર્તની સરદારી હેઠળ ફ્રેંચ લશ્કરે આર્ચડ્યુક ચાર્લ્સના ઑસ્ટ્રિયન લશ્કરને હરાવ્યું હતું.

**વૉટરલૂ** — વેલિંગ્ટનની આગેવાની હેઠળ એંગ્લો-ડચ સંયુક્ત લશ્કરોએ અને બ્લ્યુખેરની આગેવાની હેઠળ પ્રશિયન લશ્કરે નેપોલિયનના લશ્કરને ૧૮૧૫ના જૂનની ૧૮મી તારીખે વૉટરલૂ (બેલ્જિયમ) ખાતે પરાજિત કરી દીધું. — પૃ. ૧૦૩

[63] અહીંયાં એંગેલ્સનો નિર્દેશ મેકલેનબુર્ગ-શ્વેરીન અને મેકલેનબુર્ગ-સ્ટ્રેલીટ્ઝમાં ડ્યુકો અને ઉમરાવો વચ્ચેના લાંબા સંઘર્ષ તરફ છે. તેના પરિણામે ઉમરાવોના

વંશપરંપરાગત અધિકારો અંગેની બંધારણીય સંધિ ૧૭૫૫માં રોસ્ટોકમાં થઈ હતી. એ સંધિ મુજબ, ઉમરાવોને તેમની અગાઉની આઝાદીઓ તથા વિશેષાધિકારો પાછાં આપવામાં આવ્યાં હતાં, અને લાન્ડટાગ સંઘટનોમાં તેમની મુખ્ય ભૂમિકાને માન્ય કરવામાં આવી હતી. વધુમાં, તેમની અરધી જમીનને કરમુક્ત રાખવામાં આવી હતી, કામધંધાઓ તથા કસબકારીગરીઓને લગતા કરવેરા નક્કી કરવામાં આવ્યા હતા, અને રાજ્યના ખર્ચમાં તેમનો ફાળો નિર્ધારિત કરવામાં આવ્યો હતો.— પૃ. ૧૦૫

64 જર્મન રેઈખસ્ટાગમાં ૧૮૯૪ના ડિસેંબરની પાંચમી તારીખે નવા સમાજવાદ-વિરોધી કાનૂનનો ખરડો રજૂ કરવામાં આવ્યો હતો. વિધાન પરિષદે તેને ૧૮૯૫ના મે માસની ૧૧મી તારીખે નકારી કાઢયો હતો.— પૃ. ૧૦૮

65 અહીંયાં નિર્દેશ 'રાજકારણ અને અર્થકારણની મીમાંસા' તરફ છે. માર્ક્સે એ કૃતિ લખવાની યોજના ઘડી હતી.— પૃ. ૧૨૩

66 **વેર્સાઈ** — પૅરિસનું ઉપનગર. ૧૬૮૨ — ૧૭૮૯ દરમિયાન ફ્રાંસના રાજાઓનો નિવાસ.— પૃ. ૧૨૫

67 અહીંયાં નિર્દેશ હકસ્ટહાઉઝેનના પુસ્તક «*Über den Ursprung und die Grundlagen der Verfassung in den ehmals slavischen Ländern Deutschlands im allgemeinen und des Herzogthums Pomern im besondern*» તરફ છે. તે બર્લિનમાં ૧૮૪૨માં પ્રગટ થયું હતું.— પૃ. ૧૨૬

68 ઈટાલીમાં ક્રાંતિને કચડી નાખવા માટે ફ્રેંચ સૈન્યો મોકલવામાં આવ્યાં હતાં, અને તેના વિરોધમાં નિમ્ન-મૂડીવાદી પાર્ટી મોન્તાને ૧૮૪૯ના જૂનની ૧૩મી તારીખે પૅરિસમાં શાંતિમય દેખાવો કર્યા હતા. લશ્કરે દેખાવોને વિખેરી નાખ્યા હતા. મોન્તાન પાર્ટીના ઘણા આગેવાનોને ગિરફતાર કરી લેવામાં તથા હદપાર કરી દેવામાં આવ્યા હતા, અથવા ફ્રાંસ છોડીને જતા રહેવાની ફરજ પાડવામાં આવી હતી.— પૃ. ૧૨૬

69 **પરસ્પર સહકારવાદીઓ** — ઓગણીસમી સદીના સાતમા દાયકામાં પ્રુધોંપંથીઓ પોતાને એવા નામે ઓળખાવતા હતા કારણ કે તેમણે પરસ્પર સહાયની

(સહકારીઓ, પરસ્પર સહાય સમાજો, વગેરે) સંઘટના કરીને મહેનતકશ લોકોને મુક્તિ અપાવવાની સુધારાવાદી નિમ્ન-મૂડીવાદી યોજના રજૂ કરી હતી.— પૃ. ૧૨૮

70 **સમાજવાદી લોકશાહીવાદી એકસંપી**—૧૮૬૮માં જિનિવામાં બાકૂનિને સ્થાપેલું સંગઠન. એકસંપીના કાર્યક્રમ મુજબ તે વર્ગોની સમાનતાની તથા રાજ્યની નાબૂદીની હિમાયત કરતી હતી અને કામદાર વર્ગના રાજકીય સંઘર્ષની આવશ્યકતાને નકારતી હતી. એકસંપીના નિમ્ન-મૂડીવાદી અરાજકતાવાદી કાર્યક્રમને ઇટાલી, સ્પેન, સ્વીટ્ઝરલૅંડ, તથા બીજા દેશોના એવા વિસ્તારોમાં ટેકો મળ્યો હતો કે જ્યાં ઔદ્યોગિક વિકાસ નીચી કક્ષાએ હતો. એકસંપીએ ઇન્ટરનેશનલમાં પ્રવેશ માટે ૧૮૬૯માં સામાન્ય પરિષદને અરજી કરી હતી. સામાન્ય પરિષદે એકસંપીના અલગ અલગ વિભાગોને ઇન્ટરનેશનલમાં દાખલ કરવાની મંજૂરી એવી શરતે આપી હતી કે એકસંપીને સ્વતંત્ર સંગઠન તરીકે વિખેરી નાખવામાં આવે. પરંતુ એકસંપીના સભ્યોએ ઇન્ટરનેશનલમાં દાખલ થઈને પોતાનું ગુપ્ત સંગઠન આંતરરાષ્ટ્રીય કામદાર મંડળની અંદર ચાલુ રાખ્યું અને બાકૂનિનની આગેવાની હેઠળ સામાન્ય પરિષદની વિરુદ્ધ ચળવળ શરૂ કરી દીધી. પૅરિસ કોમ્યુનના પરાજય પછી એ ચળવળ વધારે જોરદાર બની ગઈ અને બાકૂનિન તથા તેના અનુયાયીઓએ સર્વહારા વર્ગની સરમુખત્યારીના તેમ જ કામદાર વર્ગની સ્વતંત્ર રાજકીય પાર્ટીને, લોકશાહીવાદી કેંદ્રવાદના સિદ્ધાંતો ઉપર આધારિત પાર્ટીને, વધારે મજબૂત બનાવવાના ખ્યાલને ધુતકારી કાઢયો. ૧૮૭૨ના સપ્ટેંબરમાં પ્રથમ ઇન્ટરનેશનલની હેગ કૉંગ્રેસે ભારે મોટી બહુમતીથી નિર્ણય અપનાવીને એકસંપીના આગેવાનો બાકૂનિન તથા ગિલ્યોમને ઇન્ટરનેશનલમાંથી કાઢી મૂક્યા.—પૃ. ૧૨૮

71 અહીંયાં નિર્દેશ ૧૮૭૧ના લંડન સંમેલનના નીચેના ઠરાવો તરફ છે: 'રાષ્ટ્રીય પરિષદોનાં નામો, વગેરે' (બે નંબરનો ઠરાવ, કલમો ૧, ૨, ૩), 'કામદાર વર્ગનું રાજકીય કદમ' (નવ નંબરનો ઠરાવ), 'સમાજવાદી લોકશાહીવાદની એકસંપી' (સોળ નંબરનો ઠરાવ), અને 'સ્વીટ્ઝરલૅંડના ફ્રેંચ ભાષા બોલતા હિસ્સામાં ફૂટ' (સત્તર નંબરનો ઠરાવ).—પૃ. ૧૨૯

72 *«Der Volksstaat»* ('લોક રાજ્ય')—જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીનું (આઇઝેનાખપંથીઓનું) કેંદ્રીય મુખપત્ર. તે લાઇપઝીગમાં ૧૮૬૯ના

ઑક્ટોબરની બીજી તારીખથી ૧૮૭૬ના સપ્ટેંબરની ૨૯મી તારીખ સુધી પ્રકાશિત થયું હતું. વિલ્હેલ્મ લીબ્કનેખ્ત અખબારનું સામાન્ય સંચાલન કરતો અને પ્રબંધ આઉગુસ્ટ બેબેલને હસ્તક હતો. માર્ક્સ અને એંગેલ્સ અખબારમાં લેખો લખતા તેમ જ સંપાદનમાં મદદ કરતા. ૧૮૬૯ સુધી અખબાર «*Demokratisches Wochenblatt*» નામે પ્રગટ થતું હતું.—પૃ. ૧૩૧

[73] «*Neuer Social-Demokrat*»—બર્લિનમાં ૧૮૭૧થી ૧૮૭૬ સુધી પ્રકાશિત જર્મન અખબાર, જર્મન કામદારોના લાસાલપંથી સામાન્ય મંડળનું મુખપત્ર. તેણે ઇન્ટરનેશનલના તથા જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીના માર્ક્સવાદી આગેવાનો વિરુદ્ધ ઝુંબેશ ચલાવી હતી, અને બાકૂનિનપંથીઓને તથા બીજાં સર્વહારા-વિરોધી વહેણોને ટેકો આપ્યો હતો.—પૃ. ૧૩૧

[74] **જર્મન કામદારોનું સામાન્ય મંડળ**—૧૮૬૩માં લાસાલની સક્રિય સામેલગીરીના આધારે સ્થાપવામાં આવેલું જર્મન કામદારોનું રાજકીય સંગઠન. ૧૮૭૫માં લાસાલપંથીઓ અને આઇઝેનાખપંથીઓએ (એ પાર્ટીના આગેવાનો લીબ્કનેખ્ત અને બેબેલ હતા) એકતા સાધીને જર્મનીની સમાજવાદી કામદાર પાર્ટીની સ્થાપના કરી ત્યાં સુધી મંડળનું અસ્તિત્વ ચાલુ રહ્યું હતું.—પૃ. ૧૩૧

[75] જર્મની, ઑસ્ટ્રિયા, અને સ્વીટ્ઝરલૅંડના સામાજિક-લોકશાહીવાદીઓની કૉંગ્રેસ આઇઝેનાખમાં ૧૮૬૯ના ઑગસ્ટની ૭મીથી ૯મી તારીખ દરમિયાન ભરવામાં આવી હતી. તેમાં સ્થાપવામાં આવેલી જર્મન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટી આઇઝેનાખપંથીઓ તરીકે જાણીતી થઈ હતી. કૉંગ્રેસમાં અપનાવવામાં આવેલો કાર્યક્રમ મુખ્ય મુદ્દાઓની બાબતમાં પ્રથમ ઇન્ટરનેશનલના સિદ્ધાંતોને અનુરૂપ હતો.—પૃ. ૧૩૨

[76] આંતરરાષ્ટ્રીય કામદાર મંડળની હેગ **કૉંગ્રેસ** ૧૮૭૨ના સપ્ટેંબરની બીજીથી સાતમી તારીખ દરમિયાન ભરાઈ હતી. તેમાં ૧૫ રાષ્ટ્રીય સંગઠનોના ૬૫ ડેલિગેટોએ ભાગ લીધો હતો. ડેલિગેટોમાં માર્ક્સ તથા એંગેલ્સ સામેલ હતા અને કૉંગ્રેસની પૂરી કારવાઈનું સંચાલન તેમણે કર્યું હતું. કામદાર વર્ગીય આંદોલનની અંદર તરેહવાર નિમ્ન-મૂડીવાદી સંકુચિત વલણોની સામે માર્ક્સ, એંગેલ્સ, અને તેમના અનુયાયીઓના અનેક વર્ષોના સંઘર્ષનું સમાપન એ કૉંગ્રેસમાં થયું હતું. અરાજકતાવાદીઓની સંકુચિત પ્રવૃત્તિઓને ધુતકારી

કાઢવામાં આવી હતી અને તેમના આગેવાનોને ઇન્ટરનેશનલમાંથી કાઢી મૂકવામાં આવ્યા હતા. હેગ કૉંગ્રેસના નિર્ણયોથી જુદાજુદા દેશોની અંદર કામદાર વર્ગની સ્વતંત્ર પાર્ટીઓની સ્થાપનાનો માર્ગ મોકળો થયો. — પૃ. ૧૩૩

77 ૧૮૭૨ અને ૧૮૭૩માં લીબ્કનેખ્ત અને હેપનેરે લાસાલની વિચારધારાઓના ટીકાત્મક લેખ «*Volkstaat*» માટે લખવાની વિનંતિ કેટલીય વાર માર્ક્સને કરી હતી. — પૃ. ૧૩૫

78 અહીંયાં નિર્દેશ ઇનસાફીઓના સંઘની નિયમાવલિ તરફ છે. માર્ક્સ અને ઍંગેલ્સે ૧૮૪૭ના જૂનમાં સંઘની પ્રથમ કૉંગ્રેસમાં તેની નિયમાવલિ ઘડવામાં સક્રિય ભાગ લીધો હતો. સંઘના સમુદાયોમાં તેની ચર્ચાઓ થઈ ગયા પછી, બીજી કૉંગ્રેસમાં તેની ચર્ચાવિચારણા કરવામાં આવી હતી અને તેને આખરે ૧૮૪૭ના ડિસેંબરની ૮મી તારીખે બહાલી આપવામાં આવી હતી. — પૃ. ૧૩૫

79 અહીંયાં નિર્દેશિત પુસ્તક «*Die Geschichtsphilosophie Hegels und der Hegelianer bis auf Marx und Hartmann*» ('માર્ક્સ અને હાર્ટમાન સુધી હેગેલ અને હેગેલપંથીઓનું ઇતિહાસનું તત્ત્વજ્ઞાન'). એ પુસ્તક ૧૮૯૦માં લાઇપઝીગમાં પ્રગટ થયું હતું. — પૃ. ૧૩૭

80 «*Deutsche Worte*» (જર્મન શબ્દ) — ઑસ્ટ્રિયન આર્થિક અને સામાજિક-રાજકીય સામયિક, ૧૮૮૧ અને ૧૯૦૪ દરમિયાન વિયેનામાં પ્રકાશિત.

મોરીટ્ઝ વીર્થનો લેખ 'સમકાલીન જર્મનીમાં હેગેલના સંબંધમાં અત્યાચારો અને તેની સતામણી' એ સામયિકના ૧૮૯૦ના પાંચમા અંકમાં પ્રગટ થયો હતો. — પૃ. ૧૩૭

81 «*Berliner Volks-Tribüne*» (બર્લિન લોક મંચ) — સામાજિક-લોકશાહીવાદીઓનું સાપ્તાહિક, ૧૮૮૭ અને ૧૮૯૨ દરમિયાન પ્રકાશિત. તે 'યુવાનો' નામે અર્ધ-અરાજકતાવાદી જૂથ તરફ ઢળતું રહ્યું હતું.

"શ્રમની પેદાશ સૌને" વિષયને લગતી ચર્ચાની સામગ્રી એ અખબારમાં ૧૮૯૦ના જૂનની ૧૪મી અને જુલાઈની ૧૨મી તારીખો દરમિયાન પ્રગટ થઈ હતી. — પૃ. ૧૩૮

[82] **મૂડી** — કાર્લ માર્ક્સની સુખ્યાત કૃતિ. તેમાં માર્ક્સે મૂડીવાદી ઉત્પાદન સંબંધોના ઉદય, વિકાસ, અને વિનાશની અનિવાર્યતા સાબિત કરી હતી. — પૃ. ૧૪૩

[83] «*Züricher Post*» — તે સ્વીટ્ઝરલૅંડનું લોકશાહીવાદી વલણ ધરાવતું દૈનિક હતું અને ૧૮૭૯થી ૧૯૩૬ સુધી પ્રગટ થયું હતું. — પૃ. ૧૪૪

[84] ફ્રાંઝ મેહરીંગનો લેખ «*Über den historischen Materialismus*» ('ઐતિહાસિક ભૌતિકવાદ વિશે') ૧૮૯૩માં તેના «*Lessing Legende*» ('લેસીંગ કથા') નામે પુસ્તકના પરિશિષ્ટ તરીકે પ્રગટ થયો હતો. — પૃ. ૧૫૨

[85] રુસોના સિદ્ધાંત મુજબ, લોકો મૂળ તો પ્રાકૃતિક સ્થિતિમાં જીવતા હતા અને સૌ ઇન્સાનો સમાન હતા. ખાનગી મિલકત અસ્તિત્વમાં આવી અને અસમાનતાનો ઉદ્ભવ થયો એટલે લોકો પ્રાકૃતિક સ્થિતિમાંથી સભ્ય સ્થિતિમાં દાખલ થયા, અને તેના પરિણામે સામાજિક કરાર ઉપર આધારિત રાજ્યની રચના થઈ. પરંતુ ત્યાર બાદ રાજકીય સમાનતાનો ઉદ્ભવ થતાં સામાજિક કરારનો ભંગ થયો અને અધિકારોના અભાવની નવી સ્થિતિ અસ્તિત્વમાં આવી. તેનું નિવારણ નવા સામાજિક કરાર ઉપર આધારિત તર્કયુક્ત રાજ્ય દ્વારા થયું. — પૃ. ૧૫૪

[86] **વ્યાપારવાદીઓ** — વ્યાપારવાદ સિદ્ધાંતના પ્રતિનિધિઓ. વ્યાપારવાદના સિદ્ધાંતકારોએ નાણાના સંચયને કોઈ પણ દેશની સમૃદ્ધિ ગણી. તેમના ખ્યાલ મુજબ સંચયનો સ્રોત વિદેશી વ્યાપારમાં છે. ૧૭ અને ૧૮મી સદીઓમાં વ્યાપારવાદે આપખુદશાહી રાજ્યોની આર્થિક નીતિ ઉપર ઘણી અસર કરી હતી.

**પ્રકૃતિવાદી અર્થશાસ્ત્રીઓ** — ઓગણીસમી સદીના છઠ્ઠા દાયકામાં ફ્રાંસમાં મૂડીવાદી ક્લાસિકલ રાજકીય અર્થશાસ્ત્રમાં ઉદ્ભવ પામેલું એક વહેણ. પ્રકૃતિવાદી અર્થશાસ્ત્રીઓ મોટા પાયાની મૂડીવાદી ખેતીવાડીની, વર્ગીય વિશેષાધિકારોની નાબૂદીની, અને વ્યાપારી સંરક્ષણ નીતિની જોરદાર હિમાયત કરતા હતા. તેઓ સામંતી પદ્ધતિને નાબૂદ કરી નાખવાની આવશ્યકતા સમજતા હતા પરંતુ શાસક વર્ગો તથા આપખુદશાહીને હાનિ પહોંચાડયા વગર શાંતિમય સુધારાઓ મારફત એ ધ્યેય સાધી લેવા માગતા હતા. પ્રકૃતિવાદી અર્થશાસ્ત્રી-

ઓના દાર્શનિક વિચારો અઢારમી સદીના ફ્રેંચ મૂડીવાદી જ્ઞાન-પ્રસારકોના વિચારોને મળતા આવતા હતા. પ્રકૃતિવાદી અર્થશાસ્ત્રીઓ તરફથી રજૂ કરવામાં આવેલા કેટલાય આર્થિક સુધારાઓ ફ્રેંચ મૂડીવાદી ક્રાંતિ દરમિયાન અમલમાં મુકાયા હતા.—પૃ. ૧૫૪

[87] અહીંયાં નિર્દેશ ૧૧-૧૩મી સદીઓની લશ્કરી-સંસ્થાનવાદી **જેહાદો** તરફ છે. એ ચડાઈઓ પશ્ચિમ યુરોપના મોટા મોટા સામંતી ઉમરાવો, લડાયક સરદારો, તથા ઇટાલિયન વ્યાપારીઓએ જેરૂસલેમ તથા બીજાં "ધાર્મિક સ્થળો"નાં પવિત્ર સ્મારકો મુસલમાનોના હાથમાંથી છીનવી લેવાના ધાર્મિક ઉદ્દેશે પૂર્વના દેશોમાં ચલાવી હતી. આખી દુનિયામાં વર્ચસ્વ જમાવી દેવાની કોશિશ કરતા કૅથોલિક ચર્ચ તથા પોપે એ જેહાદોને પ્રેરવાનું તથા વાજબી ઠરાવવાનું કરતૂત કર્યું હતું, અને મુખ્ય લશ્કરી તાકાત લડાયક સરદારોએ પૂરી પાડી હતી. એ જેહાદોનું લક્ષ્ય નવાં સંસ્થાનો કબજે કરી લેવાનું હતું. જેહાદોમાં ભાગ લેનારાં ઇટાલિયન વ્યાપારી શહેરોની (વેનીસ, જેનોઆ, તથા અન્ય) નેમ પૂર્વ ભૂમધ્ય પ્રદેશનો વ્યાપાર પોતાને હસ્તક કરી લેવાનો હતો. પરંતુ પૂર્વ ભૂમધ્ય પ્રદેશમાં તેમની ફતેહો કાયમી ન બની શકી. જે વિસ્તારો મુસલમાનોના હાથમાંથી છીનવી લેવામાં આવ્યા હતા તે થોડા વખતમાં પાછા તેમના હાથમાં ચાલ્યા ગયા.—પૃ. ૧૫૫

[88] **ત્રીસ વર્ષોનું યુદ્ધ** (૧૬૧૮-૪૮)—પ્રોટેસ્ટંટ લોકો અને કૅથોલિક લોકો વચ્ચેના સંઘર્ષમાંથી થયેલું સામાન્ય યુરોપી યુદ્ધ. જર્મની લડાઈનું મુખ્ય મેદાન હતું, અને લશ્કરી લૂંટફાટનું તેમ જ યુદ્ધમાં સંકળાયેલા દેશોની વિસ્તરણવાદી મહત્ત્વાકાંક્ષાઓનું લક્ષ્ય હતું.—પૃ. ૧૫૭

[89] આ નિર્દેશ **જર્મન રાષ્ટ્રના પવિત્ર રોમન સામ્રાજ્ય**—૯૬૨માં સ્થાપવામાં આવેલા અને જર્મનીના પ્રદેશને તથા ઇટાલીના અમુક હિસ્સાને આવરી લેતા સામ્રાજ્ય—તરફ છે. ત્યાર પછી એ સામ્રાજ્યમાં ફ્રાંસના કેટલાક પ્રદેશો, બોહેમિયા, ઑસ્ટ્રિયા, નેધરલૅંડ, સ્વીટ્ઝરલૅંડ, તથા બીજા દેશો પણ સામેલ થઈ ગયા હતા. સામ્રાજ્ય કેંદ્રીકૃત રાજ્ય નહોતું, સામ્રાજ્યની સર્વોપરી સત્તા માનતાં સામંતી રજવાડાં તથા મુક્ત નગરોના ઢીલા સંઘ જેવું હતું. હેબ્સબાર્ગ્સને ૧૮૦૬માં ફ્રાંસ સામેના યુદ્ધમાં પરાજય મળ્યા પછી પવિત્ર

રોમન સામ્રાજ્યના સમ્રાટની પદવી તજી દેવી પડી ત્યારે સામ્રાજ્ય પડી ભાંગ્યું. — પૃ. ૧૫૭

૭૦ એંગેલ્સનો નિર્દેશ ગુસ્ટાવ ગુલીખની નીચે મુજબની વિશાળ કૃતિ તરફ છે: «*Geschichtliche Darstellung des Handels, der Gewerbe und des Ackerbaus der bedeutendsten handeltreibenden Staaten Unserer Zeit*» (આપણા યુગનાં અત્યંત મહત્ત્વનાં વાણિજ્ય રાજ્યોના વ્યાપાર, ઉદ્યોગ, અને ખેતીવાડીનું ઐતિહાસિક વર્ણન). — પૃ. ૧૬૧

## નામ નિર્દેશિકા

૧૯૧૭), નવમા દાયકામાં માર્ક્સવાદી આંદોલનમાં સામેલ, આગળ જતાં તેણે તકવાદી ધોરણ અપનાવ્યું હતું અને જર્મન સામાજિક-લોકશાહીવાદી આંદોલનમાં તથા બીજી ઇન્ટરનેશનલમાં કેંદ્રવાદની વૈચારિક આગેવાની કરી હતી. — ૧૩૬

**કાનીટ્ઝ, હાન્સ વિલ્હેલ્મ અલેક્ઝાંડર, કાઉન્ટ** (Kanitz, Hans Wilhelm Alexander) (૧૮૪૧ — ૧૯૧૩) — જર્મન રાજકારણી, રૂઢિચુસ્ત પાર્ટીનો આગેવાન, પ્રશિયન લાન્ડટાગનો અને જર્મન રેઈખસ્ટાગનો સભ્ય. — ૭૧

**કાલવિન, જોન** (Calvin, Jean) (૧૫૦૯ — ૧૫૬૪) — સુધારા આંદોલનનો એક સિદ્ધાંતકાર, કાલવિનપંથ નામના ધાર્મિક આંદોલનનો નેતા. — ૧૫૪

**કાંટ, ઇમાનુએલ** (Kant, Immanuel) (૧૭૨૪ — ૧૮૦૪) — જર્મન ક્લાસિકલ ફિલસૂફીનો પ્રણેતા, આદર્શવાદી. —૧૧, ૨૨, ૨૫, ૩૮, ૧૫૦, ૧૫૪.

**કુગેલ્માન, લુડવિગ** (Kugelmann, Lugwig) (૧૮૩૦ — ૧૯૦૨) — જર્મન તબીબ, કાર્લ માર્ક્સના કુટુંબનો મિત્ર. તેણે જર્મનીમાં ૧૮૪૮-૪૯ની ક્રાંતિમાં ભાગ લીધો હતો. તે ઇન્ટરનેશનલનો સભ્યો હતો અને તેણે ઇન્ટરનેશનલની કેટલીક કૉંગ્રેસોમાં ભાગ લીધો હતો. — ૧૨૫, ૧૨૬.

**કોનસ્ટાંટીન** (Constantine) (લગભગ ૨૭૪ — ૩૩૭) — રોમન સમ્રાટ (૩૦૬ — ૩૩૭) — ૧૦૮

**કોપ, હેર્માન ફ્રાંઝ મોરીટ્ઝ** (Kopp, Hermann Franz Moritz) (૧૮૧૭— ૧૮૯૨) — જર્મન રસાયણવિજ્ઞાની. — ૩૨, ૧૩૭.

**કોપેરનિકસ, નિકોલાઈ** (Copernicus, Nicolas) (૧૪૭૩ — ૧૫૪૩) — પોલૅંડનો ખગોળવિજ્ઞાની, હેલિયોસેન્ટ્રિક વિશ્વ પ્રણાલી મતનો સંસ્થાપક. — ૨૨

**કોલ્લેર, એર્નેસ્ટ માટ્ટીઆસ** (Köller, Ernst Matthias) (૧૮૪૧ — ૧૯૨૮) — જર્મન રાજકારણી. તે ૧૮૮૧થી ૧૮૮૮ સુધી રેઈખસ્ટાગનો સભ્ય હતો. સામાજિક-લોકશાહીવાદી પાર્ટીનો કટ્ટર દુશ્મન હતો. ૧૮૯૪થી ૧૮૯૫ સુધી પ્રશિયાનો ગૃહમંત્રી. — ૧૦૮

**ક્રૂપ, ફ્રેડરિક આલફ્રેડ** (Krupp, Fridrich Alfred) (૧૮૫૪—૧૯૦૨) —પોલાદ અને હથિયારોના ક્ષેત્રમાં જર્મન ઉદ્યોગપતિ.—૮૩

**ક્રોમવેલ, ઑલિવર** (Cromwell, Oliver) (૧૫૯૯—૧૬૫૮)— ૧૭મી સદીની અંગ્રેજ મૂડીવાદી ક્રાંતિ દરમિયાન મૂડીવાદી વર્ગનો આગેવાન. ૧૬૫૩થી ઈંગ્લૅંડ, સ્કોટલૅંડ અને આયર્લૅંડનો લૉર્ડ પ્રોટેક્ટર.—૧૬૦

ગ

**ગાલ્લે, યોહાન ગોટફ્રીડ** (Galle, Johann Gottfried) (૧૮૧૨—૧૯૧૦)—જર્મન ખગોળવિજ્ઞાની. તેણે લેવેરિયેની ગણતરીઓના આધારે ૧૮૪૬માં નેપ્ચ્યુન ગ્રહની શોધ કરી હતી.—૨૨

**ગિઝો, ફ્રાંસુઆ** (Guizot, François) (૧૭૮૭—૧૮૭૪)—ફ્રેંચ મૂડીવાદી ઈતિહાસકાર અને રાજનીતિજ્ઞ, ૧૮૪૦થી ૧૮૪૩ સુધી નાણાકીય મૂડીના હિતમાં ફ્રેંચ વિદેશ અને ગૃહ નીતિનો સંચાલક.—૧૬૦

**ગીફેન, રોબર્ટ** (Giffen, Robert) (૧૮૩૭—૧૯૧૦)—અંગ્રેજ મૂડીવાદી અર્થશાસ્ત્રી અને આંકડાશાસ્ત્રી, નાણાકીય નિષ્ણાત, વ્યાપાર મંત્રાલયના આંકડા વિભાગનો ઉપરી (૧૮૭૬-૯૭).—૭૩

**ગુલીખ, ગુસ્ટાવ** (Gülich, Gustav) (૧૭૯૧—૧૮૪૭)—જર્મન મૂડીવાદી અર્થશાસ્ત્રી અને ઈતિહાસકાર, રાષ્ટ્રીય અર્થતંત્રના ઈતિહાસને લગતી ઘણી કૃતિઓનો લેખક.—૧૬૧

**ગેટે, જોહાન્ન વોલ્ફગાંગ** (Goethe, Johann Wolfgang) (૧૭૪૯—૧૮૩૨)—મહાન જર્મન કવિ અને તત્ત્વજ્ઞાની.—૧૪, ૨૬.

**ગોલ્ડ, જય** (Gould, Jay) (૧૮૩૬—૧૮૯૨)—અમેરિકી લાખોપતિ, રેલવેનો ઉદ્યોગપતિ અને નાણાં રોકનાર.—૧૪૬

**ગ્રાકખી (બંધુઓ)** (Gracchi) ગેઈયસ સેમ્પ્રોનિયસ (Gaius Sempronius) (ઈસુ પૂર્વે ૧૫૩—૧૨૧) અને ટાઈબેરિયસ સેમ્પ્રોનિયસ (Tiberius Sempronius) (ઈસુ પૂર્વે ૧૬૩—૧૩૩) પ્રાચીન રોમમાં

જનતાના પ્રવક્તાઓ. તેમણે જમીન સંબંધી કાનૂનોનો અમલ કિસાનોના હિતમાં કરાવવા માટે સંઘર્ષ લડયો હતો. — ૧૦૭

**ગ્રૂન, કાર્લ** (Grün, Karl) (૧૮૧૭ — ૧૮૮૭) — જર્મન નિમ્ન-મૂડીવાદી સમીક્ષક, ઓગણીસમી સદીના પાંચમા દાયકાના મધ્યમાં "સાચા સમાજવાદ"ના મુખ્ય પ્રતિનિધિઓમાંનો એક. — ૧૮

**ગ્લેડસ્ટન, વિલિયમ એવર્ટ** (Gladstone, William Ewart) (૧૮૦૯ — ૧૮૯૮) — અંગ્રેજ રાજપુરુષ, ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં લિબરલ પાર્ટીનો આગેવાન, વડો પ્રધાન (૧૮૬૮-૧૮૭૪, ૧૮૮૦-૧૮૮૫, ૧૮૮૬, ૧૮૯૨-૧૮૯૪). — ૧૩૦

ઝ

**ઝોટબેર, ગેઓર્ગ એડોલ્ફ** (Soetbeer, Georg Adolf) (૧૮૧૪ — ૧૮૯૨) — જર્મન મૂડીવાદી અર્થશાસ્ત્રી અને આંકડાશાસ્ત્રી. — ૧૪૬

ટ

**ટોરીચેલ્લી, એવાંજેલિસ્ટા** (Torricelli, Evangelista) (૧૬૦૮ — ૧૬૪૭) — નામાંકિત ઇટાલિયન ભૌતિકવિજ્ઞાની અને ગણિત-વિજ્ઞાની. — ૧૫૯

ડ

**ડાર્વિન, ચાર્લ્સ** (Darwin, Charles) (૧૮૦૯ — ૧૮૮૨) — અંગ્રેજ પ્રકૃતિવિજ્ઞાની, જીવ વિકાસના સિદ્ધાંતનો સંસ્થાપક. — ૪૨

**ડીટ્ઝગેન, જોસેફ** (Dietzgen, Joseph) (૧૮૨૮ — ૧૮૮૮) — જર્મન સામાજિક-લોકશાહીવાદી, કોઈ જાતના શિક્ષણ વગર સ્વતંત્ર રીતે દ્વંદ્વાત્મક ભૌતિકવાદના સિદ્ધાંતો તારવનાર તત્ત્વજ્ઞાની, વ્યવસાયે ચામડાનો કારીગર. — ૪૨

**ડીયોકલેટીઆન** (Diocletian) (લગભગ ૨૪૩ — ૩૧૪) — રોમન સમ્રાટ (૨૮૪ — ૩૦૫). — ૧૦૮

### ત



### થ



### દ



### ન



### પ

## ફ



## બ

*demokrat*» પત્રનો તંત્રી હતો. તેણે ૧૮૮૯ અને ૧૮૯૩ની આંતરરાષ્ટ્રીય સમાજવાદી કામદાર વર્ગીય કૉંગ્રેસોમાં ભાગ લીધો હતો. બર્નસ્ટાઇને ફ્રેડરિક એંગેલ્સના અવસાન પછી માર્ક્સવાદના દાર્શનિક, આર્થિક તથા રાજકીય સિદ્ધાંતોની સુધારણા ખુલ્લંખુલ્લા રજૂ કરી હતી.—૧૫૨

**બાઉએર, બ્રુનો** (Bauer, Bruno) (૧૮૦૯—૧૮૮૨)—જર્મન આદર્શવાદી ફિલસૂફ, નવ-હેગેલવાદીઓમાં મુખ્ય, મૂડીવાદી ઉગ્રવાદી, ૧૮૬૬ પછી રાષ્ટ્રીય ઉદારમતવાદી.—૧૭, ૧૯, ૩૯.

**બાકૂનિન, મિખાઈલ આલેક્સાન્દ્રોવિચ** (૧૮૧૪—૧૮૭૬)—રશિયન લોકશાહીવાદી, પત્રકાર, અને અરાજકતાવાદનો સિદ્ધાંતકાર; જર્મનીની ૧૮૪૮-૪૯ની ક્રાંતિમાં સામેલગીર; પ્રથમ ઈન્ટરનેશનલમાં માર્ક્સવાદનો કટ્ટર વિરોધી, ૧૮૭૨માં હેગ કૉંગ્રેસમાં વિઘટનની કામગીરીના આરોપ બદલ ઈન્ટરનેશનલમાંથી હકાલપટ્ટી.—૩૯, ૧૨૯, ૧૩૨.

**બાર્થ, પૉલ** (Barth, Paul) (૧૮૫૮—૧૯૨૨)—જર્મન તત્ત્વજ્ઞાની, સમાજશાસ્ત્રી, લાઈપઝિગ યુનિવર્સિટીમાં અધ્યાપક.—૧૩૭, ૧૫૧, ૧૫૩, ૧૫૫.

**બાર્રો, ઓદીલોન** (Barrot, Odilon) (૧૭૯૧—૧૮૭૩)—ફ્રેંચ મૂડીવાદી રાજકારણી, ૧૮૪૮ના ફેબ્રુઆરી સુધી ઉદારમતવાદી રાજશાહીતરફી વિરોધી દળનો આગેવાન, ૧૮૪૮ના ડિસેંબરથી ૧૮૪૯ના ઑક્ટોબર સુધી વ્યવસ્થાની પાર્ટીના ટેકાના આધારે બનેલા પ્રધાનમંડળનો અધ્યક્ષ.—૧૦૬

**બિસ્માર્ક, ઓટ્ટો** (Bismarck, Otto) (૧૮૧૫—૧૮૯૮)—પ્રશિયા અને જર્મનીનો રાજપુરુષ અને મુત્સદ્દી, પ્રશિયન જમીનદારોનો પ્રતિનિધિ; ૧૮૬૨—૧૮૭૧માં પ્રશિયાનો પ્રધાન મંત્રી, જર્મન સામ્રાજ્યનો ચાન્સેલર.—૯૧, ૯૫, ૯૮, ૧૦૭.

**બૂર્બોન** (Bourbons)—ફ્રાંસનો રાજવંશ (૧૫૮૯-૧૭૯૨, ૧૮૧૪-૧૮૧૫, ૧૮૧૫-૧૮૩૦).—૪૯

**બેઈલ, પિયેર** (Bayle, Pierre) (૧૬૪૭—૧૭૦૬)—ફ્રેંચ સંશયવાદી તત્ત્વજ્ઞાની.—૫૭

**બેબેલ, આઉગુસ્ટ** (Bebel, August) (૧૮૪૦–૧૯૧૩)—જર્મન તથા આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય આંદોલનની નામાંકિત વ્યક્તિ, જર્મન કામદાર મંડળોના સંઘનો આગેવાન, પ્રથમ ઈન્ટરનેશનલનો સભ્ય, ૧૮૬૭થી રેઈખસ્ટાગનો સભ્ય, જર્મન સામાજિક-લોકશાહીવાદના સંસ્થાપકો તથા આગેવાનોમાંનો એક, માર્ક્સ અને એંગેલ્સનો સહયોગી અને મિત્ર, બીજી ઈન્ટરનેશનલનો કાર્યકાર.—૯૮, ૧૩૦.

**બેર્થ્‌લો**, પિયેર યુજેન માર્સેલીન (Berthelot, Pierre Eugène Marcelin) (૧૮૨૭–૧૯૦૭)—ફ્રેંચ રસાયણવિજ્ઞાની, મૂડીવાદી રાજકારણી.—૩૨

**બોએનીગ્ક**, ઓટો, બારોન ફોન (Boenigk, Otto, Baron von)—જર્મન પ્રજાકીય આગેવાન, તેણે બ્રેસ્લાઉ યુનિવર્સિટીમાં સમાજવાદ વિશે વ્યાખ્યાનો કર્યાં હતાં.—૧૪૦

**બોગુસ્લાવ્સ્કી, આલ્બેર્ત** (Boguslawski, Albert) (૧૮૩૪–૧૯૦૫)—જર્મન જનરલ અને યુદ્ધ વિશેનો લેખક.—૧૦૫, ૧૦૭.

**બોનાપાર્ત**—જુઓ નેપોલિયન ત્રીજો.

**બોર્ગિયુસ**, ડબલ્યુ. (Borgius, W)—૧૫૮

**બોલ્ટે**, ફ્રેડરિક (Bolte, Fridrich) — અમેરિકી કામદાર આંદોલનની જાણીતી વ્યક્તિ, તેનો જન્મ જર્મનીમાં થયો હતો; ઈન્ટરનેશનલના ઉત્તર-અમેરિકી વિભાગોની સમવાયી પરિષદનો મંત્રી (૧૮૭૨), સામાન્ય પરિષદનો સભ્ય (૧૮૭૨-૭૪); તેને ૧૮૭૪માં સામાન્ય પરિષદમાંથી કાઢી મૂકવામાં આવ્યો હતો.—૧૨૭

**બ્યુખનેર**, લુડવિગ (Büchner, Ludwig) (૧૮૨૪–૧૮૯૯)—જર્મન મૂડીવાદી શરીરક્રિયા વિજ્ઞાની અને તત્ત્વજ્ઞાની, અણઘડ ભૌતિકવાદી.—૨૪

**બ્લાં**, લુઈ (Blanc, Louis) (૧૮૧૧–૧૮૮૨)—ફ્રેંચ નિમ્ન-મૂડીવાદી સમાજવાદી અને ઈતિહાસકાર.—૩૨, ૯૬

**બ્લાંકી, લુઈ ઓગુસ્ત** (Blanqui, Louis August) (૧૮૦૫—૧૮૮૧)— ફ્રેંચ ક્રાંતિકારી, તરંગી સામ્યવાદી. ૧૮૪૮ની ક્રાંતિ દરમિયાન તેણે ફ્રાંસના લોકશાહીવાદી તથા સર્વહારા વર્ગીય આંદોલનની અત્યંત ઉદ્દામ પાંખનું ધોરણ અપનાવ્યું હતું. તેને કેટલીય વાર કેદની સજા થઈ હતી.—૧૫૨

**બ્લોખ, જોસેફ** (Block, Joseph) —«*Sozialistische Monatshefte*» સામયિકનો તંત્રી.— ૧૪૧

**બ્લોસ, વિલ્હેલ્મ** (Blos, Wilhelm) (૧૮૪૯—૧૯૨૭)— જર્મન સામાજિક-લોકશાહીવાદી, પત્રકાર અને ઈતિહાસકાર, ૧૮૭૨-૭૪ દરમિયાન «*Volksstaat*»નો એક સંપાદક, રેઈખસ્ટાગનો સભ્ય, તેણે પ્રથમ વિશ્વયુદ્ધ (૧૯૧૪-૧૮) દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણ લીધું હતું.— ૧૩૫

**મ**

**માઉરેર, ગેઓર્ગ લુડવિગ** (Maurer, Georg Ludwig) (૧૭૯૦—૧૮૭૨)— જર્મનીનો પ્રસિદ્ધ મૂડીવાદી ઈતિહાસકાર. તેણે પ્રાચીન અને મધ્યયુગીન જર્મનીની સમાજ વ્યવસ્થા વિશે સંશોધન કર્યું હતું.— ૧૩૯

**માર્ક્સ, કાર્લ** (Marx, Karl) (૧૮૧૮—૧૮૮૩).— ૭, ૮, ૪૦, ૮૭, ૮૮, ૯૩, ૧૨૪, ૧૨૫, ૧૨૬, ૧૨૭, ૧૩૦, ૧૩૫, ૧૩૭, ૧૩૮, ૧૩૯, ૧૪૨, ૧૫૧, ૧૫૩, ૧૬૦, ૧૬૧.

**મીન્યે, ફ્રાંસુઆ આઉગુસ્ત** (Mignet, François Auguste) (૧૭૯૬—૧૮૮૪)—ફ્રેંચ ઉદારમતવાદી મૂડીવાદી ઈતિહાસકાર, તે મૂડીવાદી સમાજની રચનાના ઈતિહાસમાં વર્ગસંઘર્ષની ભૂમિકા સમજી લેવાની કક્ષાની બહુ નિકટતામાં પહોંચી ગયો હતો.— ૪૯, ૧૬૦.

**મુલબેર્ગેર, આર્થર** (Mülberger, Arthur) (૧૮૪૭—૧૯૦૭) જર્મન તબીબ, નિમ્ન-મૂડીવાદી સમીક્ષક, પ્રુધોંપંથી.— ૧૩૨

**મેઈસ્નેર, ઓટ્ટો કાર્લ** (Meissner, Otto Karl) (૧૮૧૯—૧૯૦૨)— હેમ્બુર્ગનો પ્રકાશક, તેણે માર્ક્સની કૃતિ 'મૂડી', અને માર્ક્સ તથા એંગેલ્સની બીજી કેટલીય કૃતિઓ પ્રગટ કરી હતી.— ૪૨, ૮૯.

**મૅકમાહોન, મોરીસ** (Mac Mahon, Marie Edme Patrice Maurice) (૧૮૦૮–૧૮૯૩)– ફ્રૅંચ લશ્કરી અને રાજનૈતિક કાર્યકર્તા, બોનાપાર્તવાદી. પૅરિસ કોમ્યુનનો ખૂનખાર ખાતમો કરી નાખનારાઓમાંનો એક. ત્રીજા પ્રજાસત્તાકનો પ્રમુખ.– ૯૬

**મેહરીંગ, ફ્રાંઝ** (Mehring, Franz) (૧૮૪૬-૧૯૧૯)–જર્મનીમાં કામદાર વર્ગીય આંદોલનનો જાણીતો કાર્યકર. જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની ઉદ્દામ પાંખનો મુખ્ય નેતા. તે પાર્ટીના સૈદ્ધાંતિક મુખપત્ર «*Neue Zeit*» સામયિકનો તંત્રી હતો. જર્મનીની કોમ્યુનિસ્ટ પાર્ટીની સ્થાપનામાં તેણે મહત્ત્વની ભૂમિકા ભજવી હતી.–૧૫૨, ૧૫૮.

**મોર્ગન, લેવિસ હેનરી** (Morgan, Lewis Henry) (૧૮૧૮–૧૮૮૧)– સુખ્યાત અમેરિકી વિજ્ઞાની, આદિમ સમાજનો ઈતિહાસકાર, ભૌતિકવાદી. –૧૬૦

**મોલેશોત, જેકોબ** (Moleschott, Jocob) (૧૮૨૨–૧૮૯૩)– મૂડીવાદી શરીરક્રિયા વિજ્ઞાની અને તત્ત્વજ્ઞાની, અણઘડ ભૌતિકવાદનો પ્રતિનિધિ, તેણે જર્મની, સ્વીટ્ઝરલૅંડ, અને ઇટાલીની શિક્ષણ સંસ્થાઓમાં અધ્યાપન કર્યું હતું.–૨૪

**મૉંતેસ્ક્યે, શાર્લ** (Montesquieu, Charles) (૧૬૮૯-૧૭૫૫)– ફ્રૅંચ સમાજશાસ્ત્રી, તત્ત્વજ્ઞાની અને લેખક. તે બંધારણીય રાજશાહીવાદનો સિદ્ધાંતકાર હતો.–૧૧૪

**ય**

**યુવેનાલ** (Juvenal, Decimus Junius, Juvenalis) (જન્મ લગભગ ૬૦, મૃત્યુ ૧૨૭ પછી)–રોમન કવિ અને વ્યંગકાર.–૧૦૭

**યોર્ક, થીયોડોર** (York, Theodor) (૧૮૩૦ – ૧૮૭૫)–જર્મન કામદાર વર્ગીય આંદોલનની નામાંકિત વ્યક્તિ, લાસાલપંથી, ૧૮૭૧-૭૪ દરમિયાન જર્મનીની સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીનો મંત્રી.–૧૩૧

**ર**

**રીચાર્ડ પહેલો** (Richard I) (૧૧૫૭–૧૧૯૯)–ઈંગ્લૅંડનો રાજા (૧૧૮૯-૯૯), તેનું "સિંહના જેવા હૃદયવાળો" નામ પડી ગયું હતું.–૧૫૪

**રુસો, જાન-જાક** (Rousseau, Jean- Jacques) (૧૭૧૨—૧૭૭૮)—ફ્રેંચ જ્ઞાનપ્રસારક અને લોકશાહીવાદી, ફ્રેંચ નિમ્ન-મૂડીવાદી વર્ગનો સિદ્ધાંતકાર.—૨૯, ૧૫૪.

**રેનાં, એર્ને** (Renan, Ernest) (૧૮૨૩—૧૮૯૨)—ફ્રેંચ ભાષાવિજ્ઞાની અને ખ્રિસ્તી ધર્મનો ઇતિહાસકાર, આદર્શવાદી તત્ત્વજ્ઞાની.—૩૯

**રોબેસ્પિયેર, મક્સિમિલિઆન** (Robespierre, Maximilien) (૧૭૫૮—૧૭૯૪)—અઢારમી સદીના અંતની મહાન ફ્રેંચ મૂડીવાદી ક્રાંતિનો નેતા, જેકોબીનોનો આગેવાન, ૧૭૯૩-૯૪ દરમિયાન ક્રાંતિકારી સરકારનો ખરો સંચાલક.—૩૩

**રોસ્લેર, કોનસ્ટાંટીન** (Rössler, Konstantin) (૧૮૨૦—૧૮૯૬)—જર્મન સમીક્ષક, તેણે બર્લિનમાં અર્ધ-સત્તાવાર સાહિત્યિક મંડળના આગેવાન તરીકે બિસ્માર્કની નીતિને ટેકો આપ્યો હતો.—૧૦૭

## લ

**લાફાર્ગ, પૉલ** (Lafarque, Paul) (૧૮૪૨ — ૧૯૧૧) — ફ્રાંસના તેમ જ આંતરરાષ્ટ્રીય કામદાર આંદોલનનો પ્રખ્યાત કાર્યકર્તા, ઈન્ટરનેશનલની સામાન્ય પરિષદનો સભ્ય. ફ્રાંસની કામદાર પાર્ટીના સંસ્થાપકોમાંનો એક. તેણે ફ્રાંસ, સ્પેન અને પોર્ટુગલમાં ઈન્ટરનેશનલના વિભાગોની સ્થાપનામાં ભાગ લીધો હતો. તે હેગ કૉંગ્રેસમાં (૧૮૭૨) પ્રતિનિધિ હતો. તેણે માર્ક્સવાદી સિદ્ધાંતોનો પ્રચાર કર્યો હતો. કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક ઍંગેલ્સનો શિષ્ય અને સહયોગી.—૮૧

**લાફાર્ગ, લાઉરા** (Lafarque, Laura) (૧૮૪૫—૧૯૧૧)—ફ્રાંસના કામદાર આંદોલનની ખ્યાતનામ મહિલા, પૉલ લાફાર્ગની પત્ની, માર્ક્સની પુત્રી.

**લામાર્ક, જાન બાતીસ્ત પ્યેર આન્તુઆન** (Lamarck, Jean Baptiste Pierre Antoine) (૧૭૪૪—૧૮૨૯)—ફ્રેંચ પ્રકૃતિવાદી, જીવવિજ્ઞાનમાં ઉત્ક્રાંતિના પ્રથમ સર્વાંગી સિદ્ધાંતનો પ્રણેતા, ડાર્વિનનો પુરોગામી.—૨૬

**લાસાલ, ફર્દીનાન્દ** (Lassal, Ferdinand) (૧૮૨૫—૧૮૬૪)—જર્મન નિમ્ન-મૂડીવાદી પત્રકાર, વકીલ, તેણે ૧૮૪૮-૪૯ દરમિયાન રાઈન પ્રાંતમાં લોકશાહીવાદી આંદોલનમાં અને સાતમા દાયકાના આરંભમાં કામદાર આંદોલનમાં ભાગ લીધો હતો. સામાન્ય જર્મન કામદાર સંઘના સંસ્થાપકોમાંનો એક, "ઉપરથી" પ્રશિયાની આગેવાની હેઠળ જર્મનીના એકીકરણની નીતિનો સમર્થક, જર્મન કામદાર આંદોલનમાં તકવાદી પ્રવૃત્તિનો સંસ્થાપક.—૧૨૮, ૧૩૧, ૧૩૪, ૧૩૫.

**લીબ્કનેખ્ત, વિલ્હેલ્મ** (Liebknecht, Wilhelm) (૧૮૨૬—૧૯૦૦)—જર્મન અને વિશ્વ કામદાર આંદોલનનો એક મુખ્ય નેતા, જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીના આયોજકો અને નેતાઓમાં મુખ્ય. ૧૮૪૮-૪૯ની ક્રાંતિમાં અને પ્રથમ ઈન્ટરનેશનલમાં સક્રિય સામેલગીર, માર્ક્સ અને એંગેલ્સનો સહયોગી અને મિત્ર.—૧૨૬, ૧૩૦.

**લુઈ, ચૌદમો** (Louis XIV) (૧૬૩૮—૧૭૧૫)—ફ્રાંસનો રાજા (૧૬૪૩—૧૭૧૫).—૫૭

**લુઈ, નેપોલિયન** (Louis Napoleon)—જુઓ નેપોલિયન ત્રીજો.

**લુઈ બોનાપાર્ત** (Louis Bonaparte)—જુઓ નેપોલિયન ત્રીજો.

**લૂથર, માર્તીન** (Luther, Martin) (૧૪૮૩—૧૫૪૬)—ધાર્મિક સુધારાના આંદોલનનો સુખ્યાત આગેવાન, જર્મનીમાં પ્રોટેસ્ટંટ ધર્મનો (લૂથર સંપ્રદાયનો) પ્રવર્તક, જર્મનીના નગરવાસીઓની વિચારધારાનો નિરૂપક.—૧૫૪

**લેવેરિયે, ઉર્બેન જાં જોસેફ** (Le-Verrier, Urbain Jean Joseph) (૧૮૧૧—૧૮૭૭)—નામાંકિત ફ્રેંચ ખગોળવિજ્ઞાની અને ગણિતવિજ્ઞાની.—૨૨

**લેસીંગ, ગોટહોલ્ડ** (Lessing, Gotthold Ephraim) (૧૭૨૯—૧૭૮૧)—મહાન જર્મન લેખક, આલોચક, અને તત્ત્વજ્ઞાની, ૧૮મી સદીના જાણીતા પ્રબોધકોમાંનો એક.—૧૫૨

**લોક, જોન** (Locke, John) (૧૬૩૨—૧૭૦૪)—અંગ્રેજ ઈંદ્રિયવાદી-દ્વૈતવાદી ફિલસૂફ.—૧૫૦

વ



શ

## સ

# વિષય નિર્દેશિકા

## અ

**આ**

ઈ

## ઉ

### એ



### ઐ



### ઓ

## ચ



## જ

ઝ



ટ



ડ



ત



દ

## ધ



## ન



## પ

## ફ

### બ



### ભ

### મ

## લ

શ

## સ

## વાચકોને

અમારા આ પ્રકાશનના વસ્તુ, ભાષા, રંગરૂપ તથા છપાઈ જેવા પ્રત્યેક અંગ વિશે આપના અભિપ્રાયો મેળવતાં અમને અત્યંત આનંદ થશે. નવાં પ્રકાશનો વિશે આપનાં સલાહસૂચનોનું અમારા કાર્યાલયમાં સાભાર સ્વાગત થશે.

પ્રગતિ પ્રકાશન
૧૭, ઝુબોવ્સ્કી બૂલવાર
મોસ્કો (સોવિયેત સંઘ)